પર અને મુક્ત એક પરમાત્મા છે એ કલ્પના ઉદ્ભૂત થાય છે જો પ્રથમ કલ્પના અવાસ્તવિક નથી, એમ જે માને છે તેને બીજી કલ્પનાની સત્યતા પણ સ્વીકારવીજ પડશે મુક્તિને માટે જીવાત્માની દોડાદોડમાથીજ ઉપર્યુક્ત ઉભય ભાવનાઓનો જન્મ થયો છે. સૃષ્ટિની દરેક સજીવ વસ્તુમા થોડા કે વધારે પ્રમાણમા આ કલ્પનાઓનો ઉદય થયેલો જણાય છે. એવી કોઈ વનસ્પતિ પણ નહિ દેખાય કે જેમાં એ કલ્પના પ્રાદુર્ભાવ ન પામી હોય ' વૃક્ષ—પાન, પથ્થર અને ન્હાના સરખા જન્તુમા પણ આ કલ્પનાનો ઉદય થયેલો સ્પષ્ટ જણાય છે. આપણે ઉપર જોઈ ગયા છીએ કે મનુષ્યમા મનુષ્ય બુદ્ધિ તેમજ દૈવિ બુદ્ધિ એ ઉભયનુ સામ્રાજ્ય છે અને તેમનો સતત વિગ્રહ ચાલતો હોવાથીજ મનુષ્યની એ કલ્પના વિશિષ્ટ જણાઇ આવે છે. બુદ્ધિની આ દ્વિવિધ દશા અલ્પ પ્રમાણમા વૃક્ષ, પાન, કીટ, પતગ, પાષાણ ઇત્યાદિ સર્વમા હોય છે અને તેના પ્રમાણમા મુક્તિને માટે પ્રયત્ન અને આમ દોડાદોડમાં પોતાનુ પૃથક્ વ્યક્તિત્વ સુરક્ષિત રાખવાની પ્રવૃત્તિ આપણે વસ્તુ માત્રમા જોઇએ છીએ. એક ન્હાનો જન્તુ પણ બધનની પાર જવાને ઉત્સુક હોય છે એ આપણે જોઈ ગયા છીએ આપણી દ્રષ્ટિમા એક જન્તુનુ શરીર તદન ક્ષુદ્ર અને બીનઉપયોગી જણાય છે તથાપિ તેની દ્રષ્ટિમા તેમ નથી, તે તેને પ્રિય ગણે છે અને સુરક્ષિત રાખવા પ્રયત્ન કરે છે. સ્વતંત્રતા—પ્રગતિને માટે તેના આત્માની ઇચ્છા હોવાથીજ તે શરીર રક્ષણને માટે ઉત્સુક જણાય છે. તેનામા પણ શરીર રક્ષણ કરવાની ઇચ્છા ઉત્પન્ન કરનારી દેહ બુદ્ધિ અને બધનથી પર એવી ઉન્નતિના માર્ગ માટે જીજ્ઞાસા ઉત્પન્ન કરનારી દૈવિ બુદ્ધિનો થોડા પ્રમાણમા ઉદય થયેલો હોય છે. આ ઉભય શક્તિઓના વિગ્રહમાં જે શક્તિ વધારે વિજયવાન થાય છે તે તેટલા પ્રમાણમા જીવાત્માને

પોતા પ્રતિ ખેંચે છે, અને આ પ્રમાણુપરથીજ માણસની ઉન્નતિ કિંવા અવનતિનુ માપ થાય છે જડ વિશ્વ જીવાત્માની સસારિક કે દેહ બુદ્ધિને પ્રોત્સાહન આપે છે અને ઇશ્વિરની કલ્પના તેને પોતા તરફ ખેંચે છે. આવો વિગ્રહ મનુષ્યના આત્મામા જગતના પ્રારભ-થીજ શરૂ થયો છે અને તે કોઇ કાળમા અટકે તેમ નથી માનવ જાતિમા નાના પ્રકારના ધર્મ અને પથ ઉપસ્થિત થયેલા આપણે જોઇએ છીએ તેમા પણ વળી પેટા ધર્મ અને પેટા પથોની ઉત્પત્તિ જોઇ કોઇકિવાર આપણે ઘૃણા કરીએ છીએ અને આ ધર્મનો જઘડો શા માટે ? એમ આપણુને સ્વાભાવિક રીતેજ થાય છે, પણ વસ્તુતઃ એમા શોક કરવા જેવુ કશુજ નથી. મનુષ્ય જાતિની ઉન્નતિને માટે આ સપ્રદાયો અને પેટા સપ્રદાયોની પણ આવશ્યકતા છે. અનેક મતમતાતર ઉપસ્થિત થાય એ કેવળ સ્વાભાવિક છે. યદ્યપિ જગતમા અનેક મતમતાતરો જણાય છે તથાપિ વિચાર કરતાં તે સર્વનો હેતુ એકજ જણાય છે અને આ વાતનો જો નિશ્ચય થયો તો ધર્મોમાં વિગ્રહ થવાનો જરા પણ સભવ નથી. જેને લીધે આ સમસ્ત વિશ્વ ભાસમાન થાય છે અને જે સર્વદા મુક્ત છે તેને આપણે ઇશ્વિ-રના નામથી ઓળખીએ છીએ. મુક્તિની કલ્પના અને ઇશ્વિરની કલ્પના સાથેજ જોડાયલી છે જો મુક્તિ છે તો ઇશ્વિર છે, જો મુક્તિની કલ્પ-નાનો—એ સસાર બધનથી મુક્ત થવાની જીવાત્માની જીજ્ઞાસાનો નાશ થાય તો મનુષ્યનુ જીવનજ ટકવુ કઠિન છે, કારણ કે આ કલ્પનાને ફળીભૂત—અનુભવ સિદ્ધ કરવાને માટેજ આ સઘળી દોડાદોડ છે. જો એ કલ્પના નાશ પામે તો દોડાદોડને માટે અવકાશ નથી અને વ્યક્તિત્વ માટેના પ્રયત્નરૂપી આ દોડાદોડને જો અવકાશ ન હોય તોપછી જીવન ક્યાંથી ટકી શકે ? આ પ્રયત્નોનુ વ્યક્ત સ્વરૂપ તેનું નામજ જીવન છે. જો એ પ્રયત્નો નથી તો જીવન પણ નથીજ;

અર્થાત્ મુક્તિની કલ્પનાનો તમારાથી કોઈ પણ રીતે ત્યાગ થઈ શકે તેમ નથી અને જો આ મુક્તિની કલ્પનાને તમે માન્ય કરી તો તેની સાથેજ રહેવાવાળી ઇશ્વરની કલ્પનાને પણ તમારે અવશ્ય માન્ય કરવી પડશેજ. સ્વતંત્રતા અથવા બંધનથી મુક્ત થવાની કલ્પના જેટલા પ્રમાણમા અમુક વ્યક્તિમાં જાગૃત હોય છે તેટલાજ પ્રમાણમાં મનુષ્યનુ ઉપાત્મક જીવન રમાય છે. તમે જ્યારે એમ કલ્પના કરો છો કે 'અમુક સ્થળે જવુ છે' 'અમુક કામ કરવુ છે' ત્યારે શુ તેની સાથે સાથેજ તમને એવો વિચાર પણ નથી આવતો કે તમે એ કામ કરવાને સ્વતંત્ર છો? અથવા તમને એમ કરવાનો કે જવાનો અધિકાર છે? ક્રિયાના વિચારની સાથેજ અધિકારનો વિચાર પણ ઉદ્‌ભવે છેજ આ ઉપરથી તમારા ધ્યાનમાં આવી શકશે કે દરેક ક્રિયાના વિચારની સાથેજ સ્વતંત્રતાનો વિચાર પણ જોડાયલો છે. ભલે કોઇ પ્રાણીશાસ્ત્રવેત્તા આપણી સર્વ દૃશ્ય પ્રવૃત્તિની મીમાસા કરી, જો તેનો અર્થ ગોઠવવા પ્રયત્ન કરે, પરન્તુ તેની સર્વ વાત કબૂલ કય છતા પણ આપણામા મુક્તિની—સ્વતંત્રતાની જે એક અતૃપ્ત ઇચ્છા સદા જાગૃત છે એ વાતનો આપણાથી અસ્વીકાર થઈ શકશે નહિ જગતના બંધનોથી આપણે જકડાયલા છીએ એ વાત જેટલે અંશે પ્રત્યક્ષ છે તેટલેજ અંશે મુક્તિની કલ્પના હોવી જોઇએ એ સિદ્ધાન્ત પણ પ્રત્યક્ષજ છે

બંધન અને મુક્તિ, જ્ઞાન અને અજ્ઞાન, પુણ્ય અને પાપ એ સર્વ વસ્તુઓની કલ્પના સાથે સાથેજ રહેનારી છે એક વિના બીજી ટકી શકતી નથી આ પૈકી એક વસ્તુની જો કલ્પના થાય તો તેની સહચારી વસ્તુની કલ્પના પણ તેની સાથે થવાનીજ જે જે સૃષ્ટિનિયમો આપણને બંધન કર્તા જણાય છે તે તે સર્વ નિયમોમા એ મુક્તિની ભાવનાનો ગુપ્ત નિવાસ રહેલો છે. આ ઉભય કલ્પનાઓ

પૈકી જેટલા પ્રમાણમાં એક વાસ્તવિક છે તેટલાજ પ્રમાણમા બીજી પણ વાસ્તવિક છે. **સાધારણ સ્થિતિના મનુષ્યોમાં મુક્તિની કલ્પના વિશેષ પ્રમાણમાં જાગૃત થયેલી જણાતી નથી તેનું કારણ બહુધા એજ છે કે, "આપણે સાંસારિક બંધનોથી જકડાયલા છીએ–આપણે પરતંત્ર છીએ" એ ભાવના તેમનામાં વિશેષ પ્રમાણમાં જાગૃત થયેલી હોતી નથી.** જે પ્રમાણમા મુક્તિને માટે આપણે ન્યૂનાધિક પ્રયત્ન કરીએ છીએ તેટલાજ પ્રમાણમા જગતના બધનોની ન્યૂનાધિકતા આપણને પ્રત્યક્ષ થયેલી હોય છે "આપણે પાપી છીએ–આપણે અપવિત્ર છીએ" એ કલ્પના સુસસ્કારી માનવ સમાજમા જે પ્રમાણમા જણાય છે તે પ્રમાણમા અજ્ઞાન વર્ગમા જણાતી નથી, એટલુજ નહિ પણ પાપ એટલે શુ ? તેનીજ કલ્પના સામાન્ય મનુષ્યોના અતરમાં ઉપજી શકતી નથી. તેમના જ્ઞાનની ભૂમિકા પશુની જ્ઞાન ભૂમિકા કરતાં વિશેષ ઉચ્ચ હોતી નથી. વળી પશુના અતરમા તો આ કલ્પનાને જાગવાનો અવકાશજ નથી, કારણકે બુદ્ધિનુ જે તત્ત્વ માનવ અતઃકરણમા જાગૃત થયેલું હોય છે તે પશુમા અત્યન્ત અલ્પ પ્રમાણમા હોય છે પશુ વર્ગની સર્વ ઇચ્છાઓનુ નિરીક્ષણ કરવામા આવે તો તે માત્ર જડ દેહ અને તેને પોષવાની લાલસાઓ સુધીજ હોય છે. જડ દેહ અને તેનો સબધ જો સુખમય હોય તો પશુને તેથી વિશેષની આવશ્યકતા રહેતી નથી તેજ પ્રમાણે માણસ જાતનો છેક સાધારણ વર્ગ પણ દેહ અને તે સંબધી ઇચ્છાઓમાંજ રચ્યો પચ્યો રહે છે. જેમ જેમ તેનુ માનસિક અને બુદ્ધિ વિષયક ક્ષેત્ર વિશાળ થાય છે તેમ તેમ તે દેહ અને તજ્જન્ય ઇચ્છાઓના બધનમાંથી આગળ વધે છે. દેહ અને તજ્જન્ય સજોગો ગમે તેવા હોય તથાપિ 'હુ પૂર્ણ સુખી છુ' એવો અનુભવ મનુષ્યને થઇ શકે તેમ નથી. પ્રસંગોપાત તેનુ આરોગ્ય

બગડે છે અને કેટલીક વખત તે પાછુ મેળવવુ તેની શક્તિ બહારનુ થઈ જાય છે આપણે અસ્વસ્થ હોઇએ અને સ્વાસ્થ્યનો કોઇ પણ ઉપાય જ્યારે હાથમાં ન રહે—ન જણાય ત્યારે સ્વાભાવિક રીતેજ આપણને એવી કલ્પના થાય છે કે આપણે દુખી અને પરતત્ર છીએ અને ત્યારેજ આપણને જણાય છે કે શારીરિક સુખ એ નિત્યનુ, સર્વોત્તમ અને નિરામય સુખ નથી. આ પ્રમાણે શારીરિક સુખોમા વિરામ ન મળવાથી માણસ માનસિક સુખની કલ્પનામા રમવા માડે છે માનસિક કલ્પના સાથેજ સાચુ શુ અને સારૂ શુ, સુખ શુ અને કલ્યાણ શુ? ઇત્યાદિ વિચાર થાય છે અને છેવટે એ બધનની પરપરા પર દ્રષ્ટિ જઈ આ સર્વ બધન તૂટી જઇ સ્વતત્ર થવાનો—સર્વથા મુક્ત થવાનો કોઇ માર્ગ છે કે નહિ એ પ્રશ્નનો ઉદ્‌ભવ થાય છે આ અવસ્થા કે જેને જીજ્ઞાસાની સ્થિતિ કહે છે તે પ્રાપ્ત થતાજ આપણા આત્મા ઉપરનો અજ્ઞાનનો પડદો કે જે અત્યન્ત ઘટ છે તે ધીમે ધીમે ફાટવા માડે છે, અને જ્ઞાન રૂપી બાળ સૂર્યનો ઉદય થવા લાગે છે આ સ્થિતિમાં અજ્ઞાનનો પડદો એટલો બધો ઘટ હોય છે કે જ્ઞાનના આ બાળ સૂર્યના મનોહર દર્શન કરવાનો અવકાશ ભાગ્યેજ મળે છે. જ્ઞાનનો ઉદય પ્રત્યક્ષ ન પણ જણાતો હોય તથાપિ તે ઉદય થઈ ચૂક્યો છે એ વાત તો ચોક્કસજ હોય છે આ બાળ સૂર્યનાજ સપૂર્ણ કળાયુક્ત સ્વરૂપને આપણે એક અદ્વિતીય પરમાત્મા વગેરે નામોથી સબોધીએ છીએ આ સ્થિતિમા જીજ્ઞાસુને જગત અને પરમાત્મા ભિન્ન જણાય છે. વિશ્વ તેની દ્રષ્ટિમા પ્રત્યક્ષ દેખી શકાય છે તેથી તેની સત્યતા માટે તો શકાજ હોતી નથી તેમજ જ્ઞાન સૂર્યની કલ્પના થાય છે તે પણ અદ્રશ્ય છતા તેની પણ અસ્તી તો છેજ આ પ્રમાણે આ જીજ્ઞાસાની ભૂમિકામા સ્થિત મનુષ્યને એ ભિન્ન ભિન્ન અસ્તિત્વનો અનુભવ થાય છે. વસ્તુતાએ એ ઉભય તત્વો એકજ છે

તેની તેને પ્રતીતિ થતી નથી એકજ વસ્તુના બે ભિન્ન સ્વરૂપ જણાવા, એ તેની પોતાની દૃષ્ટિનોજ દોષ છે એમ તેને જણાતું નથી. છેવટે આ દૃષ્ટિદોષ નાશ પામતાં તેને ખાત્રીપૂર્વક જણાય છે કે આ વિશ્વ સમસ્ત એક રૂપજ છે ઉપાધિની વિવિધતા અને ભેદોને લઇનેજ તે ભિન્ન ભિન્ન ભાસે છે મનુષ્યમા તેમજ પશુમા તે જ્ઞાન સ્વરૂપ, એક સરખુજ વ્યાપક હોવા છતા શરીર અને ઉપાધિને લઇનેજ તેની ન્યૂનાધિકતા પ્રતીત થાય છે મનુષ્ય અને પશુમા એજ ભેદ છે, નહિ તો વસ્તુતાએ તેઓ એક અભિન્ન સ્વરૂપનાજ ભિન્ન ભિન્ન અશો છે

અનત રૂપ અને આકારમા વિહાર કરતા આ વિશ્વ તરફ દૃષ્ટિ કરતા આપણને જણાય છે કે પ્રત્યેક મનુષ્ય એક વા બીજા પ્રકારે ઇશ્વર પૂજનમા નિમગ્ન છે અને તે સર્વ પ્રયત્નોનો હેતુ પ્રભુ પ્રતિ આગળ વધવાનો છે **જ્યાં જ્યાં સજીવપણું છે ત્યાં મુક્તિની ઇચ્છા પણ છે. આપણે જો મુક્ત થઇએ–આપણે જો સ્વતંત્ર હોઇએ તો આપણે પણ આ સર્વ વિશ્વના સ્વામીજ છીએ.** વિશ્વના બધનો મુક્ત પુરૂષને બાધવા અસમર્થ છે, પરતુ જ્ઞાન વિના મુક્તિ દુર્લભ છે જેટલા પ્રમાણમા અજ્ઞાનનો ઘટ પડદો ફાટતો જાય છે તેટલા પ્રમાણમા જ્ઞાન સૂર્યનો પ્રકાશ પ્રસરતો જાય છે અને તેજ પ્રમાણમા વિશ્વપણુ આપણુ પોતાનુ થયેલુ જણાય છે આ વિશ્વ સ્વામિત્વની પ્રતીતિ જેમ જેમ થવા માડે છે તેમ તેમ આપણું બળ વૃદ્ધિ પામતુંજણાય છે. **જો કોઇ પણ પ્રાણી કેવળ–સર્વથા મુક્ત હોય તો તે સર્વ શક્તિમાન, સર્વજ્ઞ અને સર્વાન્તર્યામી હોવોજ જોઇએ એ સ્પષ્ટ છે. સર્વ શક્તિ સર્વ સામર્થ્ય મુક્તિમાંજ છે;** અર્થાત્ મુક્ત જીવાત્માને વિશ્વ પોતાનુજ જણાય છે અને જેણે જગતપર સ્વામિત્વ મેળવ્યુ, જેણે સર્વ જગતમાં પોતાને જોયો તે

પુનઃ વિશ્વના બંધનોનો ગુલામ થાય એ કદિ પણ બની શકે તેમ નથી.

મુક્તિ એજ ચિર શાંતિનું સ્વરૂપ છે અને તેને પામવાનોજ સર્વ ધર્મોનો ઉદ્દેશ છે. કોઈ પણ સ્થિતિમાં અને કોઈ પણ કાળમાં જેનાથી ભિન્ન ન થવાય, આવું સ્વાતંત્ર્ય કે જેમાં ગમે તેવો સુખ દુઃખનો આઘાત—રંગ પણ પરિવર્તન કરી શકે નહિ એવી પૂર્ણાવસ્થા પ્રાપ્ત કરવી એજ દરેક ધર્મનો ઉપદેશ છે. આ પૂર્ણાવસ્થા આપણને એક-માંથી લઇને વિશ્વમાં—અનેકમાં સ્થિત કરે છે અર્થાત્ **આપણે એક નહિ પણ સર્વ છીએ એજ મુક્તિની ભાવના છે.**

પરમાત્મા સદા મુક્ત છે અને તેની સમીપ જવા માટે તેનામાં એકરૂપ થઇ જવા માટેજ સર્વ પ્રયત્નો છે **પ્રભુની સામે એક રૂપતાનો અનુભવ કરવો એજ આપણા જીવનનો ઉદ્દેશ છે;** પરંતુ આપણો સ્વભાવ—આપણી દેહબુદ્ધિ પોતાની ભ્રમણાથી અનેક અવનવા રસ્તા જોઇને તેમાં દોડાદોડ કરે છે અને આપણું જે મૂળ લક્ષ્ય તે ચૂકી જાય છે. **કીર્તિ, ધન, સ્ત્રી એ સૌ આપણને આપણા લક્ષ્યથી ચૂકાવનારાં સાધનો છે,** કારણ કે તેમાંજ આપણે તલ્લીન થઇ જઇને મૂળ ખરા લક્ષ્યને વિસ્મરી જઇએ છીએ. જેવી રીતે રાજમાર્ગમાં ચાલનાર કોઈ મુસાફર તે માર્ગને મૂકીને એકાદ સાંકડી ગલીમાં દાખલ થઇ જાય છે, પછી ત્યાંથી બીજી ગલીમાં ને ત્યાંથી ત્રીજી ગલીમાં આમ ફરતો ભટકતો તે રાજ્ય માર્ગને ચૂકી જાય છે એવીજ આપણી સ્થિતિ છે. આપણે એ રાજ્યમાર્ગને શોધવાના પ્રયત્નમાં છીએ, પણ એ પ્રયત્નમાં ખરે રસ્તે ન જઇ શકતાં ઉલટા આપણે બીજા નવનવા માર્ગોમાં પ્રવેશ કરતા ફરી વધારે ને વધારે ભ્રમણામાં પડતા જઇએ છીએ છતાં આ ભ્રમણામાં—આ સંસારની ભ્રમણામાં પણ જે કાંઈ તેજ—મનોહરતા જણાય છે, તે તે મુક્ત સ્વરૂપ પરમાત્માના તેજનુંજ પ્રતિબિમ્બ છે. સૂર્ય, ચન્દ્ર અને

તારાગણનું તેજ પણ તેવુંજ છે. **यच्चंद्र मसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकः** ભગવાન શ્રીકૃષ્ણનું એ વચન છે. સૂર્ય અને ચન્દ્રના પ્રકાશની તેમજ આપણા અંતર આત્મામાં પ્રકાશતા જ્ઞાન સૂર્યના પ્રકાશની ઉત્પત્તિ તે પરમાત્મામાંથીજ થઈ છે. **सर्वस्य चाहं हृदि संनिविष्टो। मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ॥** તે પરમાત્માના પ્રકાશથીજ આ વિશ્વ સમસ્ત પ્રકાશિત જણાય છે.

અહીં સુધીના વિવેચન ઉપરથી પરમાત્મા સંબંધમાં આપણે એક સુંદર કલ્પનાની સમીપ આવી શકયા છીએ તે સ્વયંભુ, નિરાકાર, સર્વાન્તર્યામી, સર્વજ્ઞ અને સર્વ વિશ્વના અધિષ્ઠાનરૂપ છે. એ વાત હવે આપણા લક્ષમાં આવી શકે તેમ છે અને વિશ્વ સમસ્ત એક પ્રકારે કહીએ તો તેના પૂજનમાંજ નિમગ્ન છે. સર્વ આપણી ક્રિયા તેને લક્ષીનેજ છે. જગતમાં જે જે શુભ અને સુંદર દેખાવ છે તે સર્વ તેના વ્યકત સ્વરૂપનુંજ તત્વ છે, તેમજ જે અશુભ અને અરમ્ય જણાય છે તે પણ તેનાજ સ્વરૂપની છાયા છે કોઈ માણસ પાપ અથવા દુરાચાર કરે છે તો આપણે તેનો તિરસ્કાર કરીએ છીએ, પણ તેમ કરવાનો તેનો હેતુ શું છે તે આપણે વિચારવાની પ્રથમ જરૂર છે. પાપાચરણ પણ પ્રભુનો એક પૂજાવિધિ છે. આ વાત તમને આશ્ચર્ય ઉત્પન્ન કરશે પણ તેમાં જરાએ અવાસ્તવિક નથી. **અત્યંત પાપી મનુષ્યનો પ્રયત્ન પણ મુક્તિને માટેજ** છે—તેના અંતરની ઇચ્છા તો એજ છે. જેને આપણે પાપાચરણ કહીએ છીએ તે પણ તે મુક્તિની ઇચ્છાથીજ પ્રેરાઇને કરવામાં આવે છે. અલબત્ત એ માર્ગ ખરો તો નથીજ અને એ પાપી મનુષ્ય ખરા રાજમાર્ગથી બહુજ દૂર છે એ વાત પણ ખરી, પરંતુ તેનો પ્રયત્ન પણ એ માર્ગ ઉપર જવાનો—ભ્રમણાને ત્યજવાનો—બંધનને દૂર કરવાનોજ હોય છે એ વાત તો આપણે અવશ્યજ માન્ય કરવી પડશે. એમજ છે તોપછી તેનાં કૃત્યો

પણુ માત્ર ઇશ્વિર પૂજન–ઇશ્વરની સમીપ જવાના પ્રયત્નો–નહિ તો શું છે ? **મુક્તિની ઇચ્છા વિના મનુષ્યની કોઇ પણુ ક્રિયા થઇ શકતીજ નથી** અને ક્રિયા વિના જીવન પણુ અશક્ય છે, એ આપણે જોઈ ગયા છીએ. **જ્યાં જ્યાં રંચ પણુ ક્રિયા થતી જોવામાં આવે છે ત્યાં ત્યાં સર્વત્ર મુક્તિની** ઇચ્છાજ કારણુભૂત છે, અને મુક્તિની ઇચ્છાને લઇને થતા પ્રયત્નો એ પ્રભુ પૂજાજ છે. મુક્તિને માટેજ સર્વનો પ્રયત્ન છે તેમા માર્ગભેદ જણુાય છે તેનુ કારણુ માત્ર બહારના ઉપાધિભેદજ છે. આ ઇચ્છા ફળીભૂત કરવા માટેના જે શરીરાદિ સાધનો, તેમા જે દશ્ય ભેદ જણુાય છે તે ભેદજ સત્ય વસ્તુમા ભેદ જણુાવાના કારણુરૂપ છે. જો વસ્તુ માત્રના આતર સ્વરૂપનો વિચાર કરવામા આવે તો વિવિધ રૂપે, વિવિધ રગે દેખાતું આ સમસ્ત વિશ્વ મૂળમા એક વસ્તુરૂપજ છે એ વાત લક્ષમા આવી શકે તેમ છે આ ભાવના ઉપનિષદોમા ઓતપ્રોત ભરપૂર જણુાય છે. આપણે અને ઇશ્વિર મૂળમા એકજ છીએ આ ભાવના કદાચ કેટલાકને આશ્ચર્ય ઉત્પન્ન કરશે–ભય ઉત્પન્ન કરશે અને તેઓ કહેશે કે, પરમેશ્વર તો મહા પવિત્ર અને આપણે તો અત્યન્ત પાપી છીએ તોપછી આપણે એકજ છીએ એમ કહેવુ એ પાપ છે આમ કહેનારા લોકો ઘણુા હશે પણ જો તત્વની દ્રષ્ટિથી જોવામા આવે તો આમ કહેવામા જરા પણ વાસ્તવિકતા નથી એમ જણુાઇ આવે છે. ગુલાબના પુષ્પમા રમી રહેલો સુદર ગધ અને પુષ્પના શરીરમા દેખાતા ચિત્રવિચિત્ર રગ એ સર્વે તેનાજ સ્વરૂપ છે. આપણુામાં પ્રકાશ પામતો જ્ઞાન પ્રકાશ એ પણુ તેનાજ સ્વરૂપનુ વ્યક્તરૂપ છે. આ જગતનુ અસ્તિત્વ માત્ર તેને લીધેજ છે અને **कालोस्मि लोकक्षयकृत् प्रवृद्धः** આમ કહેનાર આ જગતનો સહાર કર્ત્તા પણુ તેજ છે. તે જેમ સહાર કર્ત્તા કાળ છે તેમ ચરાચરમા વાસ કરનાર ચૈતન્ય પણુ તેજ છે. જેમ

પારધીને જોઇ સસલાં ભાગે છે—નાસે છે—ઝાડીમા સંતાઇ જાય છે તેવીજ રીતે તેને મહાન અને કાળરૂપ—ભયરૂપ માનીને આપણે દૂર નાસીએ છીએ, અને કંઈક સુખનો આશ્રય મળતા આપણા જીવને ઠંડક વળે છે તથા આપણે એ સાહજિક સુખને બાઝી પડીએ છીએ. કોઈ સમયે કોઇ સ્થળે તેનુ ઉગ્ર સ્વરૂપ દેખાતાં જગત ત્રાહે ત્રાહે પોકારતું નાસવા માંડે છે, પણ જો જગતના અંત પર્યન્ત પણ આપણા ભાગ્યમાં આ નાસભાગજ લખી હોય તોપછી જવુ ક્યાં ? એક વાર હુ કાશીના એક રસ્તામાંથી પસાર થતો હતો. આ રસ્તામા એક બાજુ એક તળાવ અને બીજી બાજુ ઉંચી દિવાલ હતી. ત્યા કેટલાંક વાંદરા બેઠાં હતા કાશીના વાંદરા બડા મસ્ત અને તોફાની હોવાથી કેટલીકવાર લોકોને સતાવવાનુ તેમને મન થઇ જાય છે. મને આ રસ્તા ઉપર જતો જોઇને કેટલાંક વાંદરાં મ્હારી પાછળ પડયા. કેટલાંક મ્હારા પગને કરડવા દોડયાં અને કેટલાક દાંત પીસવા લાગ્યા. તેમને જેમ તેમ દૂર કરી હુ જોરથી નાઠો પણ તેઓ વધારે ચંચળ હોવાથી મને એક સપાટામાંજ પકડી પાડયો. હુ વધારે દોડવાની તૈયારીમાં હતો તેવામાં સામેથી આવનારા એક અજાણ્યા માણસે મને કહ્યુ કે **“ તેની સામે થા ! પાછો ના હઠ ! ”** હુ પાછો વળ્યો અને વાંદરા તરફ માત્ર નજરજ ફેરવીને જોતા તેઓ સઘળાં નાસી ગયાં. આપણા જીવનમાં અડચણના અનેક પ્રસંગો આવે છે અને તેનાથી ભડકી આપણે દોડવાજ મંડીએ છીએ, પણ પાછા હઠવાથી કાંઈ દુઃખ દૂર થઇ જાય એમ નથી. **અડચણના પ્રસંગોની સ્હામે થવામાંજ ખરૂં મનુષ્યપણું છે. અનેક આપત્તિયો અને સંકટો સહન કર્યા સિવાય મુક્તિનો રાજ્યમાર્ગ મળનાર નથી.** જો આપણે નાસીશુ તો ઉલટા વધારે ને વધારે ભ્રમણામાં પડી વધારેજ બંધાઇશું.

આ પ્રમાણે **આપણા કાયરપણાથી આપણાં સંકટોજ**

**ઉલટાં વધારે સમર્થ થાય છે.** ભીરૂને કોઈ વાર પણ યશ પ્રાપ્તિ થતી નથી.

"**નહિ જો ખાર[1] સેં ડરતે, વોહી ઉસ ગુલ[2] કો પાતે હય.**" આ એક હિન્દી સાધુનુ કથન અત્યન્ત અર્થપૂર્ણ છે **ભય, દુઃખ અને અજ્ઞાનની સાથે યુદ્ધ કર્યા સિવાય તે આપણાથી દૂર જાય એ અશકય છે.**

આપણે જે મૃત્યુનુ નામ સાભળીનેજ કપી ઉઠીએ છીએ તે, એ ભય શુ છે? પાપ અને ભયથી દૂર નાસતા ઉલટા તે અવશ્ય આપણી પાછળ આવે છે, પરતુ હીંમતથી **તેની સ્હામે થતાં તે પ્રભુની સમીપ લઇ જવામાં માર્ગદર્શક થાય છે.** આ જગતમા સુખ અને સમૃદ્ધિની આરાધના કરનારા ઘણા—લગભગ સર્વે જણાશે, પણ દુઃખને પ્રેમપૂર્વક ભેટી લેનારા ઘણા થોડાજ મનુષ્યો હોય છે. આ સુખ અને દુઃખ ઉભયને એક દ્રષ્ટિથી જોવા અને તેમાના કોઇની પણ આરાધના ન કરવી એજ મુક્તિ છે **दुःखेष्वनुद्विग्नमनः सुखेषु विगतस्पृहः** દુઃખમાં જેને ઉદ્વેગ નથી તેમ સુખની પણ જેને સ્પૃહા નથી તેજ મુક્ત છે. આવી રીતે મનને આ સમાનતાની—દ્વન્દ્વ વિમુક્ત ભાવનાની ભૂમિકામાં સ્થિત કર્યા સિવાય મુક્તિનો ઉપભોગ કરી શકાતો નથી. મુક્તિ એ વીરપુરૂષનીજ સહચારિણી છે સુખ, દુખ, રાગ, દ્વેષ, માયા, મમતા, માન, અપમાન ઈત્યાદિ અનેક દ્વારોમાં થઇનેજ મોક્ષનો માર્ગ નીકળે છે. આ દ્વારો બધ છે. તેને ઉઘાડવા વીર હૃદય અને વીર બાહુનીજ જરૂર છે. પરમાત્માના દર્શનની ઇચ્છા રાખનાર જીજ્ઞાસુને તે માર્ગમા પ્રવેશ કરતા પ્રથમ તેનુ શરીરજ ઉપાધિરૂપે આવીને ખડુ થાય છે. પ્રથમ તો સૃષ્ટિના શરીર સબધી નિયમોજ એ માર્ગમાં અંતરાય—બધનરૂપ થાય છે. ઇન્દ્રિયો

---

૧ ખાર=કાટો ૨ ગુલ=ફૂલ

પોતપોતાના વિષયો તરફ જીવને ખેંચી જઈને પ્રભુ તરફ જતાં અટકાવે છે અને જો આપણે—તમે તેને આધીન થયા તો પ્રભુનો માર્ગ આપણે ખોઈ બેસીએ છીએ. આપણે દોરીને ભ્રમણામા સર્પ માની ભય પામીએ છીએ અને જ્યાં સુધી ભયનું સામ્રાજ્ય આપણા અંતઃકરણમાં છે ત્યાં સુધી પ્રભુના પ્રકાશને આપણે જોઈ શકતા નથી. આ ભ્રમણાનો પડદો તૂટી જાય તોજ જીવ અને શિવ એકરૂપ જણાય છે. પાપ અને પુણ્યનાં બંધન રહેતાં નથી. ભય નાશ પામતાં—ભ્રમણા દૂર થતાજ આપણે વીર બનીએ છીએ અને ઇન્દ્રિયોના મોહરૂપી દ્વારને ઉઘાડી નાખવા આપણા હાથ સમર્થ થાય છે.

સદ્‌ગુણમાંજ પરમાત્માનો વાસ છે એમ માનનારા લોકો આ જગતમા અનેક છે. પરંતુ હું તમને કહુ છુ કે, જે પરમેશ્વરનો વાસ સદ્‌ગુણમા છે તેજ પરમેશ્વર પાપ, અનાચાર અને દુર્ગુણમા પણ નિવાસ કરે છે. પાપને જે પ્રેમથી ભેટી શકતો નથી તે કાયર છે અને કાયર પુરૂષ મુક્તિનો લાભ પ્રાપ્ત કરી શકતો નથી. આવું ધૈર્ય જ્યારે નિરન્તર અંતરમાં વસી રહે; અપાર દુઃખ, વેદના અને સત્યની સુખપ્રદ ઘટનામાં પણ જ્યારે એકજ પરમાત્માની ઇચ્છાના દર્શન થવા લાગે ત્યારેજ મનુષ્ય મુક્ત થઇ શકે છે. આ સ્થિતિમાં સર્વત્ર સમભાવ થાય છે. જેટલા પ્રમાણમાં મોક્ષના માર્ગમાં આપણે આગળ વધીશું તેટલા પ્રમાણમાં દુઃખ આપણી દૃષ્ટિમાં અર્થરહિત થઇ જશે. દુઃખ દુઃખરૂપ નહિ ભાસે અને આપણને જણાશે કે સ્વર્ગ અને નર્ક સમાન છે તો ભેદ દ્રષ્ટિ નાશ પામતાં આ ન્હાનુ અને તે મ્હોટું આવું આપણને જણાશે નહિ. જો સર્વત્ર અને સર્વમાં તે પ્રભુનોજ વાસ હોય તો પછી ન્હાનું કોણ અને મ્હોટું કોણ ? એ દ્રષ્ટિથી તો સર્વ સમાનજ ભાસે છે.

**“ રામ સભામેં હરિજન બૈઠે કોન બડા કો છોટા હૈ ? ”**

આપણી સમતાની ભાવના આટલે દરજ્જે વિસ્તૃત થતાં જગતમાં જે

જે સ્થળેથી જે જે ધર્મમાં સત્ય આપણુને જણાશે તે કોઈ પણ ભેદ વગર ગ્રહણ કરવા આપણે શક્તિવાન થઇશુ. સમતા ન હોવાના કારણુથીજ—પ્રભુથી અસમીપ હોવાનાં કારણુથીજ આ જગતમાં આપણુને કોઇક મ્હોટા અને કોઇક છોટા જણાય છે. સમતાના અભાવેજ આપણી દ્રષ્ટિ અંધ થઈ ગઇ છે અને સ્થળે સ્થળે તથા પળે પળે અનેક રૂપ અને આકારમાં વિહાર કરતાં પ્રભુને આપણે જોઇ શકતા નથી.

એક વૃક્ષની જૂદી જૂદી ડાળોપર સુંદર પાખોવાળા બે પક્ષીઓ બેઠાં હતાં. એક છેક ઉપરની ડાળ ઉપર બેઠું હતું, બીજુ નીચેની ડાળ ઉપર હતુ. નીચેની ડાળ ઉપર બેઠેલુ પક્ષી તે વૃક્ષનાં ફળ ખાતુ હતું. આ વૃક્ષ ઉપર કેટલાંક મીઠાં અને કેટલાક કડવા ફળ પણ હતા, પેલુ પક્ષી તે બે પ્રકારના ફળ ખાતુ, એક ક્ષણે તે મીઠું ફળ ખાતુ તો બીજીજ ક્ષણે તેને કડવુ ફળ ચાખવાનો સમય આવતો. એવા એક કડવા ફળનો સ્વાદ મળતા તેણે મુખ ફેરવી લીધુ અને ક્ષણ પછી બીજામાં ચાંચ મારી તો તે પ્રથમના ફળથી પણ વધારે કડવુ જણાયું, હવે તે શોક કરવા લાગ્યુ. એવામાં તેની દૃષ્ટિ પોતાના જોડીદાર ( ઉપલી ડાળે બેઠેલા બીજા પક્ષી ) તરફ ગઇ. તો તેને જણાયુ કે તે તો શાન્ત બેઠું હતુ, તે ફળ ખાતુ નહોતુ. એક ક્ષણભર આ પ્રશાન્ત પક્ષી તરફ દ્રષ્ટિ કરી ખરી પણ બીજીજ પળે તેણે પુનઃ મીઠા કડવા ફળ ખાવાના પોતાના ઉદ્યોગનો આરંભ કર્યો. એક ફળમા ચાંચ મારીને તેનો જરા સ્વાદ લીધો, પરંતુ તે ફળ તો વળી એટલુ બધુ કડવું નીકળ્યુ કે જેથી તેને અત્યન્ત દુઃખ થયુ. હવે ફરીથી એક વાર તેણે પોતાની દૃષ્ટિને તે સુંદર પક્ષી તરફ ફેરવી. એ પક્ષી તો પ્રથમની પેઠેજ પોતાની નિઃસીમ શાન્તિમા સ્થિત હતું. આ સ્થિતિ જોઈ નીચેના પક્ષીને કૌતક લાગ્યુ અને ધીમે ધીમે તેની ઇચ્છા ઉપરના પક્ષીની સમીપ જવાની થઈ. તે ઉપરના પક્ષીની થોડુક સમીપ આવ્યુ

કે પ્રકાશના સુંદર કીરણો તેના શરીરપર પડવા લાગ્યાં. તેને જણાયું કે તે પક્ષીની આસપાસ સર્વત્ર પ્રકાશનાં કીરણો પ્રસરેલાં છે. આ પ્રકાશમાં સ્નાન કરી–પ્રકાશમય થઇ તેણે પોતાનાં નેત્રો ઉઘાડયાં અને તેને જણાયું કે ઉપરનું પક્ષી તેનાથી ભિન્ન નહિ પણ તેના મૂળરૂપજ હતું. તેને સમજાઈ ગયુ કે તે પોતેજ પોતાના મૂળરૂપથી પોતાને ભિન્ન માનતું હતુ. વાસ્તવિકમાં ઉપરનુ પક્ષી તેના મૂળ બિંબરૂપજ હતુ અને આ વાતનુ જ્ઞાન થતાં તેની ભ્રમણાનો સર્વથા નાશ થઇ ગયો તથા તે પણ શાન્ત અને સુખી થયુ[1]. એ પક્ષીઓ પ્રમાણે આપણે પણ સંસારના કડવા મીઠા ફળો–અર્થાત્ સુખ દુઃખના બંધનોથી મુક્ત, શાન્ત અને નિર્વિકાર પરમાત્માથી ભિન્ન નથી. પ્રતિબિમ્બરૂપેજ આપણે ભિન્ન અને અનેક જણાઇએ છીએ. જેવી રીતે એકજ સૂર્યનો પ્રકાશ ઝાકળના હજારો બિન્દુઓ ઉપર પડતાં હજારો ન્હાના ન્હાના સૂર્યો હોવાનો આભાસ થાય છે તેજ રીતે એકજ પરમાત્મા હજારો ભિન્ન ભિન્ન વસ્તુઓમાં આભાસરૂપે ભિન્ન ભિન્ન હોય તેમ જણાય છે. જો આપણે આપણા મૂળરૂપ પરમાત્મા તરફ વળવાની ઇચ્છા હોય તો પ્રતિબિમ્બની એ ભ્રમણા અવશ્ય ત્યજી દેવી જોઈએ. **બંધનો દ્વારાજ બંધનોને તરી જવાય–સાંસારિક વાસનાઓજ આપણને**

૧ ઉપર્યુક્ત શ્રુતિકથાનક સ્વ શ્રીયુત્ ગોવર્ધનરામભાઇએ કાવ્યમા એમના સુપ્રસિદ્ધ સરસ્વતીચન્દ્રના ૩ જા ભાગમા લીધુ છે; જે અર્થવાહક અને કેટલાક ફેરફાર સાથે રસિક હોઈ અમે ઉતારી લઇએ છીએ

છે ઉડવા ઉત્તમ પાખ, જૂવે દૂર આખ પંખી બે એવા,
બહુ બેશ ઘડયો એ સંગ મિત્ર પ્રીતિ રંગ ચ્હડાવી રહેલા,
તે સમાન તરૂની ડાળે
વળગી લટકેલા લાગે,
પણ પિપ્પલ ખાતુ એક, બીજુ ન કંઇ ખાતુ ચળકતુ પ્રભાએ,
છે ઉડવા૦

**વાસનાઓથી પર લઈ જાય એ શકય નથી.** કદાચ જગતની **બધી સમૃદ્ધિયોનો ઉપભોગ કરવાનો આપણને યોગ મળે તોપણ આપણે સંતોષ પામીએ એ સંભવિત નથી.**

આપણે જોઈ ગયા છીએ કે દરેકે દરેક વ્યક્તિ કે વસ્તુ ગમે તે માર્ગે પણ મુક્તિના રાજમાર્ગ તરફજ પ્રવૃત્તિમાન છે લોભી મનુષ્ય કોડી કોડી કરીને ધન સંગ્રહ કરે છે, પાપી પાપાચરણ કરે છે, ચોર ચોરી કરે છે અને આપણે તત્વ વિચાર કરીએ છીએ તે સર્વ એજ હેતુને લક્ષીને છે. આ સર્વના મૂળમાં બંધનથી પર જવાની ઇચ્છા સિવાય બીજી કોઇ પણ ઇચ્છા રહેલી નથી. આપણે સમજીએ કે ન સમજીએ પણ સર્વનો પ્રયત્ન એ એકજ દિશામાં છે. પૂર્ણત્વને પામવા–પરમાત્માને ભેટવાને માટેજ આ સઘળી દોડાદોડ અને મારામારી છે તથા કોઇ ને કોઈ દિવસ એવો વખત અવસ્ય આવવોજ જોઇએ.

---

એ સમાન તરૂમા પડયું ભોગમા, એક **અનીશ** મૂંઢ રોતુ,
એ સમાન તરૂપર વસ્યું પ્રકાશતુ બીજું **ઈશ** થઇ જોતુ
એ બ્રહ્મયોનિ કર્તાર !
એ જનકતેજ ધરનાર !
એ પરમ નિરજન નાથ !
એ ઉપર **અનિશની** આખ પડેને ભજે મહિમા એ જ્યા,
તરછોડી પુણ્યને પાપ, છોડી જડગાઠ, તરે એ શોક,
**અનીશ ઈશ સમ ત્યાં!** છે ઉડવા૦
ઈશ સાથ સામ્ય એ થાય !
રહે જોઈ ઐક્ય એ આખ !
ખ ખેરી પૂણ્યને પાપ !
તરી શોક રહે ઉડી પાખ !
એ આખ પાખ ધરનાર પખી વિદ્વાન અમૃત બની આવુ,
ફરી આવર્તતું નહિં, ફરી ન આવર્તતુ, ઈશનુ મન માન્યુ !

એક અત્યન્ત પાતકી મનુષ્ય કે જેની ઇચ્છાઓ, વિચાર અને કર્મ સર્વ પાપમયજ હોય તે પણ એકવાર અવશ્ય એ મોઘા મૂલ્યની મુક્તિને મેળવવા શક્તિવાન થશેજ. અલબત્ત એ પરમ પદને પહોંચવા માટે તેને બહુ સમયની જરૂર છે. આવી કોઇ વ્યક્તિને તેના પાપ માર્ગમાંથી પાછો વાળવા આપણે પ્રયત્ન કરીએ તો તેનો કંઇકિ પણ ઉપયોગ થાય તેમ નથી. એ તો અનેક ધક્કા ધાબા ખાઇને–સંસારનાં સંકટો અને લાલચોથી ઘડાતો ઘડાતોજ પ્રભુ પ્રત્યે વળશે. પ્રત્યેક મનુષ્ય પવિત્ર, સદ્ગુણી, પરોપકારી અને એવા અનેક દૈવિગુણોથી અલંકૃત હોય એ સંભવિત નથી. આપણે શા માટે જીવીએ છીએ અને આ દોડાદોડ આપણે શા માટે કરીએ છીએ એ ઘણા લોકો સમજી શકતા નથી, પણ તે સમજીને પાળવાથીજ જીવન સફળ થાય છે. સંત પૉલે એકવાર કહ્યું હતું કે **જે દેવને તમે જાણ્યા વિનાજ પૂજો છો, તે દેવ તમારા પોતામાંજ છે, એમ હું તમને કહું છું.** સંત પૉલનુ આ વાક્ય સર્વ કોઇએ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. જે લક્ષ્ય પ્રતિ આપણે સર્વ આગળ વધીએ છીએ તે લક્ષ્ય પ્રતિ સત્વર જવાય એ દર્શાવવાનોજ પ્રત્યેક ધર્મ શાસ્ત્રનો જો હેતુ ન હોય તો એ ધર્મ શાસ્ત્રનો અર્થજ શું ? સર્વ ચરાચરમાં વ્યાપક, નિત્ય, મુક્ત જે મૂળ તત્વ તે આપણાથી પર નથી એ તત્વનો અનુભવ કરવો એજ આપણા જીવનનો સાધ્ય હેતુ છે. પ્રભુ ધર્મની સંકુચિત ભાવનામાં નથી. પ્રભુ મતમતાંતરોના ગ્રન્થોમા નથી તે તો તેથી પર અને પરમ પ્રેમમય છે. શ્રી ભગવાન કહે છે કેઃ—

**सर्व धर्मान् परित्यज्य मामेक शरणं व्रज**

જો 'પરમેશ્વર' છે, એવી માન્યતા તમારા અંતઃકરણને માન્ય હશે તો તમને એ પણ માન્ય થશે કે તે સમસ્ત જગતમાં વ્યાપક છે તથા જગત તેના તરફજ–પોતાના આદિ સ્થાન તરફજ આકર્ષાય છે અને તેનીજ પૂજા કરે છે.

આપણે આપણું સંકુચિતપણુ ટાળી, પ્રત્યેક મનુષ્ય પરમાત્માનો પ્રકટ અંશ છે એમ જાણતાં શીખવાની જરૂર છે. પ્રત્યેકના અંતરમા તેનો વાસ છે. પ્રત્યેકના મનમા વિચારની પ્રેરણા કરનાર તેજ છે. તે બાહ્ય સાધનોને લઇને નથી પણ બાહ્ય સાધનો તેને લીધે છે આવો અનુભવ થવો તેનુ નામજ ધર્મભાવના છે. એજ ખરી શ્રદ્ધા છે અને એવી શ્રદ્ધા આપણા સઘળાના અંતઃકરણમા ઉદય પામો એવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે જ્યારે આપણે શ્રદ્ધાથી માની શકીશુ કે તે સર્વવ્યાપી છે અને જ્યારે તેને સર્વત્ર જોઇશુ ત્યારેજ આપણે પોતાને અમર માની શકીશુ તથા ત્યારેજ આપણે અનુભવી શકીશુ કે આપણા અંતરમા "હુ" નો શબ્દ કરનાર આત્મા આપણા શરીરથી પર છે. "હુ" કાંઈ આ શરીરમા દેખાતો એક ક્ષુદ્ર પ્રાણી નથી પણ સર્વત્ર છુ. સર્વત્ર છુ, એટલુજ નહિ પણ સર્વદા છુ. હુ ભૂતકાળમા હતો વર્તમાનમાં છુ અને ભવિષ્યમા પણ મ્હારૂ અસ્તિત્વ અમર છે. મ્હારોજ આત્મા બુદ્ધમાં હતો—ઇસુ અને મહમદમા પણ એજ મ્હારા આત્માનો દિવ્ય પ્રકાશ હતો. હુજ બુદ્ધ છુ, ઇસુ છુ અને મહમદ પણ હુ જ છુ. જેટલા જેટલા ધર્મપ્રવર્તકો આ ભૂતલપર થયા છે તે સર્વમા હુ જ હતો તે સર્વ મ્હારાજ સ્વરૂપ હતા. વળી ચોરી કરનારા અને ફાસીને લાકડે ચઢનારા પણ મ્હારા સ્વરૂપજ હતા—તેઓમા પણ હુજ હતો. જ્યા હુ ન હોઉ એવુ એક પણ સ્થળ આ વિશાળ વિશ્વમા મને નજરે પડતું નથી. પ્રિય બન્ધુઓ ! જાગૃત થાઓ ! ઉત્થાન પામો ! પોતાના બાંધી લીધેલા ન્હાના ન્હાના વાડામાથી બહાર આવો અને આ વિશાળ મેદાનમાં ઉભા રહો તથા આ ઉચ્ચતમથી ઉપાસનામા પ્રવૃત્ત થાઓ ! તમે તો અનંત છો—અમર છો. તમારી પોતાની ઇચ્છાથીજ આ દેહના બંધન સ્વીકારી તેમા બંધાઈ ગયા છો. બ્રહ્મથી તે તૃણપર્યન્ત વસ્તુ માત્રમા તેને—પોતાનેજ

જોવો એજ ખરેખરી દીનતા છે આંખ્યો મીચી કહેવુ કે " ઓ પ્રભુ અમે પાપી છીએ અમે દીન છીએ, એ ખરી દીનતા નથી એ તો દીનતાનુ હાસ્ય છે—નાટક છે—માત્ર દેખાવ છે. આપણા નેત્રાનો પડદો—આપણી ભ્રમણાનો પડદો દૂર ખસેડી સર્વત્ર પરમાત્માનુ દર્શન કરવું એજ આપણી ઉચ્ચત્તમ સંસ્કૃતિ અને એજ મનુષ્ય જીવનમાં ઉત્ક્રાન્તિની અંતિમ ભૂમિકા છે. સર્વત્ર એક રૂપતાનુ દર્શન કરવું એજ ખરો ધર્મ છે. " હુ " નો અર્થ અમુક દેહધારી કરવામાં " હુ " ની ખરી મર્યાદા નથી હુ સર્વ વ્યાપી, સર્વ ભૂતનો અંતરાત્મા છું એવી ભાવનાને અનુભવમાં મૂકવી તેજ ખરી પૂજા છે બાહ્ય ઉપચારવાળો પૂજા વિધિ મનુષ્ય સંસ્કૃતિની નીચેની ભૂમિકા દર્શાવનાર છે. આ જડ વિધિનો ત્યાગ થઇ સર્વત્ર એકજ ચૈતન્યના દર્શન કરવાં એજ ઉચ્ચત્તમ પૂજા વિધિ છે. અંતઃકરણ જેમ જેમ શુદ્ધ થતું જાય છે તેમ તેમ બાહ્ય પૂજા વિધિ ન્યૂન થતો જાઈ અંતરનો પૂજા વિધિ થવા લાગે છે અને અંતઃકરણની સ્થિતિ એવા પૂજન વિધિ દ્વારા શુદ્ધ થતાં થતાં છેવટે તે પ્રભુનુ સર્વ વ્યાપી સ્વરૂપ દેખાવા લાગે છે, તથા એકજ પરમાત્માનુ સર્વત્ર દર્શન કરવું એજ ખરી પૂજા છે એમ તેને અપરોક્ષાનુભવ થાય છે. આ વિશ્વમાં જે જે જડ પદાર્થો છે તે સર્વ મર્યાદિત છે અને મર્યાદાના પ્રમાણમા તે સર્વ બંધનોથી જકડાયલા છે. ફક્ત ચૈતન્યજ અમર્યાદ અને નિઃસીમ છે પરમાત્મા ચૈતન્ય હોઇ તે અમર્યાદિત—નિસીમ છે. મનુષ્યનુ જીવન પણ ચૈતન્ય છે અને તેથી તે અમર્યાદ પણ છે. મર્યાદિત વસ્તુ અમર્યાદિત વસ્તુને જાણી શકવા અસમર્થ છે તેમજ તેનુ પૂજન કરવા પણ તે અસમર્થ છે. અમર્યાદ વસ્તુજ અમર્યાદ વસ્તુને જાણી તેનુ પૂજન કરી શકે છે. આપણે અમર્યાદ છીએ અને પોતાને અમર્યાદ જાણી અમર્યાદ જે પરમાત્મા તેને ઓળખવાનો પ્રયત્ન કરવો એજ આપણા

કર્ત્તવ્યની ઉચ્ચત્તમ ભાવના છે. ઈશ્વર પૂજાનો આજ એક ખરો માર્ગ છે. પૂજ્ય–ઉપાસ્યને પોતામાં જોનાર મુક્ત જનની સ્થિતિનુ વર્ણન થવુ અશક્ય છે. તેનુ વર્ણન કરવાનુ સામર્થ્ય ભાષામા નથી. **यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह** જ્યા વાણી શાન્ત થઇ જાય છે અને તે મનથી પ્રાપ્ય નથી, તેની પ્રાપ્તિ થવી તેટલીજ દુર્લભ છે. વાચા બિચારી વિલાસ કરે છે પણ અનુભવનો માર્ગ તો અત્યંત કઠિન છે મુખથી હુ પણ મ્હોટી મ્હોટી વાતો કરૂ છુ, મ્હારા મુખમાથી તત્ત્વજ્ઞાનનો ઝરો વહ્યા કરે છે પણ જરા કંઈક ક્રોધનું કારણ ઉપસ્થિત થતાજ હુ ક્રોધાયમાન થઇ જાઉં છુ અને અહંકાર ભાવના ઉભરાઈ જાય છે. આ પ્રમાણે જ્યારે અમર્યાદિત ચૈતન્યનો અંશ અહંકારરૂપે આ શરીરમા આવે છે–શરીરને પોતાનુ માની તે સિવાય બીજુ કશુ નથી એમ માને છે ત્યારે, "હુ કેવળ ચૈતન્ય છુ" હુ નિઃસીમ છું–હુ વિશ્વ વ્યાપી છુ, ઈત્યાદિ આત્માની પવિત્ર ભાવનાઓ સ્વપ્નવત્ થઇ જાય છે.

આ પૂજાનો માર્ગ તરવારની ધાર જેવો તીક્ષ્ણ અને ચાલવામાં અત્યન્ત અગમ્ય છે. આજ દિવસ પર્યન્ત થઇ ગયેલા સાધુ મહાત્માઓએ વારવાર અનેક રીતે આપણને આ વાત કહી છે. ભૂતકાળના સાધુ પુરૂષોએ પોકારી પોકારીને કહ્યુ છે કે આ માર્ગ ભયંકર છે. આ સૂચનારૂપી–સાધુ પુરૂષોના જીવનરૂપી–સીમ્નલ આપણી સ્હામે છે અને તેનો ઉપયોગ કરવો એ આપણું કર્ત્તવ્ય છે. **उत्तिष्ठत जागृत प्राप्य वरान्निबोधत** ઉપનિષદો કહે છે કે જાગૃત થા ! ઉત્થાન પામ ! અને જ્યા સુધી લક્ષ્યસ્થાનપર પહોચે નહિ ત્યા સુધી શાન્ત ના થા ! કામ, ક્રોધાદિ રૂપી પહાડ જે આપણી અને આપણા લક્ષ્ય પ્રભુની વચ્ચે છે તે અભેદ્ય અને અગમ્ય છે, તથાપિ તેની પેલી બાજુ આપણા પ્રિય જનનો વાસ છે એવી આશાથી પ્રેરાઇએ તો એ પહાડ આપણને વધારે

ભયંકર નથી. શું આ ભયંકરતાથી ડરી જઈ આપણે આપણા પ્રિયતમ પ્રભુના સમાગમરૂપી વૈભવના લાભનો અનાદર કરીશું ? નહિ, નહિ. ખચીત નહિ ! આપણે વિશ્વવિજયી વીર છીએ. જો આ પહાડ અભેદ્ય અને ભયંકર હોય તો આપણું પરાક્રમ કરવાનું સામર્થ્ય પણ તેવુંજ છે, આપણું કાર્ય કરવાનું ધૈર્ય પણ તેવું જ અડગ છે આપણે દેવો અને દૈત્યોના સ્વામી થવાને માટે યોગ્ય છીએ આવી યોગ્યતાવાળું મનુષ્ય પોતાને પાપી અને દરિદ્રી માની દ્વારે દ્વારે ભીખ માગતું ફરે એ શું યોગ્ય છે ? અમૃતના ભોક્તા—અમૃતત્વ જેનો સ્વભાવ છે એવા મનુષ્યને સતત દુ:ખરૂપી વિષમાં સબડાતા ભમવું પડે એવું જ તેનું નિર્માણ છે એમ શું તમે માની શકશો ? ખરા અંતઃકરણથી તેની શોધ કરો—પરમ જીજ્ઞાસાથી તે પ્રભુના અમર દ્વાર ખખડાવો એટલે તમને જણાશે કે, અમૃતનો ઝરો—અખૂટ ઝરો તો તમારી સમીપથી પણ સમીપ છે. **सर्व धर्मान परित्यज्य मामेकं शरणं व्रज ! अहंत्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुच** આ શ્રીમુખના વાક્ય છે. સર્વ ધર્મગ્રન્થોદ્વારા પરમાત્માએ આ અભય વચન આપ્યું છે: " હે પ્રભુ અમે અમારૂં સર્વસ્વ તને અર્પણ કર્યું છે. અમારા સારાં કે માઠા કૃત્યો સર્વ અમે તનેજ અર્પણ કરીએ છીએ. અમારા પુણ્ય કર્મ તેમજ પાપકર્મ સર્વ તનેજ અર્પણ છે. અમારૂં દુ:ખ, શોક કે આનંદ અમે ત્હારા ચરણોમા ધરીએ છીએ. " આવી પ્રાર્થના આપણે સતત આપણા અંતરમા કરવી જોઇએ, પણ આપણા મનુષ્યોના મન અત્યન્ત ચપળ છે. એક ક્ષણે આપણે આપણો સર્વભાર તેના શિરપર મૂકીએ છીએ; પરંતુ બીજીજ ક્ષણે "હું"ની ભાવના જોશબંધ આપણા મગજમાં ધસી આવે છે.

"સર્વ ધર્મોનું લક્ષ્ય એકજ છે. તમારા ક્ષુદ્ર અહંકારનો નાશ કરી—અહંકારના ઘટ્ટ પડદાને ચીરી તમે સર્વત્ર—સર્વમાં સર્વમય છો

એવી ભાવનાનું શિક્ષણ આપવુ એજ સર્વ ધર્મોનો હેતુ છે. આ એકજ લક્ષ્યને માટે સર્વ ધર્મ કલ્પનાઓ ઉદ્ભવ પામી છે. હિન્દુ લોકોના ધર્મગ્રન્થો કહે છે કે "હુ પરમેશ્વર મ્હારા જેવા બીજાને મ્હારા સ્થાનમા જોતાં ઈર્ષ્યા કરનારો છુ, તું મ્હારી સાથે બીજાને જોઇશ નહિ." આનો અર્થ એજ થાય છે કે જ્યા સુધી અહંકાર ત્હારો ઉપાસ્ય છે, જ્યા સુધી ત્હારૂ જીવન અહંકાર જન્ય છે ત્યાં સુધી મ્હારો વાસ ત્હારા અંતરમા થવો અશક્ય છે જો અંતઃકરણમા પ્રભુનો વાસ થવાની જીજ્ઞાસા હોય તો તેના સ્થાનપર બેસનાર અહંતા—મમતા, લોભ, મોહ ઈત્યાદિને દૂર કરવાની અત્યન્ત આવશ્યકતા છે. પોતાના સ્થાનપર બીજાને જોઈ પરમાત્મા ત્યા આવતા નથી. હુ **નહિ, હું નહિ પણ તુંજ છે એવી ભાવનાથી આપણાં અંતઃકરણો ભરપૂર થવાં જોઇએ.** પ્રભુનો માર્ગ કઠિન અને તરવારની ધાર જેવો છે. ઘણા પ્રયત્નો કર્યા છતા પણ પગ લપસી જાય છે અનેકવાર આપણી ભૂલ થવાનો સંભવ છે. છેવટના લક્ષ્ય સ્થાને પહોંચતા માર્ગમા અનેક સ્થળે આપણને અટકી જવાની જરૂર પડે છે. અનેક દુઃખો અને લાલચોના પ્રસંગ આવી કનડે છે ત્યારે ત્હારી મરજી—હરિ ઈચ્છારૂપી ધર્મશાળાનો આશ્રય લેવો જોઇએ. સર્વ તેની ઇચ્છાને સોપી દેવુ એ સ્થિતિજ, એ મુક્તિની સીડીનુ એક પગથીયુ છે. પણ એ પગથીઆપર ચડતા ચડતા તો મર્કટ જેવુ મન કઇક ધમપછાડા મારી રહે છે.

**જ્યોં મર્કટ તરૂપર ચઢકર ડાર ડાર પર લટકત હય, ચંચળ મન નિશદિન ભટકત હૈ; બ્રહ્માનંદ સમીપ છોડકર, તુચ્છ વિષય રસ ગટકત હૈ.**

આવી ચંચળ મનની સ્થિતિ છે. આવી વસ્તુ સ્થિતિ હોવાથી ક્ષણે ક્ષણે અને શ્વાસે શ્વાસે આ ભાવનાનુ સ્મરણ કરવાને આપણે પ્રયત્ન કરવો જોઇએ, એ ભાવનાને આપણી પોતાની કરી લેવી જોઇએ

અને તેમ ન થાય ત્યા સુધી આ મન આપણા તાબામા રહે એ અશક્ય છે. મન અત્યન્ત વિશ્વાસઘાતી છે. તેનાપર સહજ વિશ્વાસ કરતાજ તે છટકી જાય છે અને પ્રિય વિષયોમા ભટકવા મડી મનુષ્યને કોઈ એવા ખાડામાં ધકેલી દે છે કે જયાથી નીકળવુ પણ મુશ્કેલ થઇ પડે છે. જેથી મનને તાબે થવુ, **તરંગી અને ભટકતા મનને આપણા હારનાર બનાવવું એ પોતાને હાથેજ પોતાનું ગળું કાપી આપવા બરાબર છે.**

**ખાલસ એક ભગવાન ભરોસે, તન મન ક્યોં નહિ છોડ દીયા?**

અરે મૂર્ખ ! આ નિઃસાર સસારને ભરોસે ભટકી ત્હારૂ આયુષ્ય પુરૂ કરે છે તે કરતા એક ચિત્ત રાખી તે સમર્થ પ્રભુનો ભરોસો કરી આ તનમન તેનેજ કેમ અર્પણ કરતો નથી ? આ પ્રશ્ન મહા પુરૂષોએ વારવાર આપણને પૂછ્યો છે. તેનો ઉત્તર આપણી પાસે શુ છે ? બન્ધુઓ ! આ તુચ્છ શરીર અને વિશ્વાસઘાતી મનના નાદમા ન રમતાં ચાલો આપણે આપણી વિશ્વજનની-મૈયાની ગોદમા સતાઇએ ! તેનેજ સર્વસ્વ માની આપણું સર્વસ્વ તેના ચરણોમા અર્પણ કરી દઇએ. એક હિન્દુ તત્ત્વવેતાએ કહ્યું છે કે "પ્રભુ ત્હારી મરજી" એ વાકયનો બીજી વાર ઉચ્ચાર કરવામા પણ પાપ છે ત્હારી ઇચ્છા અનુસાર થવા દે ! એ પ્રમાણે એક વાર માન્યા પછી શા માટે બીજી વાર તેવો ઉચ્ચારજ કરવો જોઇએ ? જે શુભ છે તે શુભજ છે. એક વાર જે માન્યતાને આપણી કરી લીધી તેને બીજી વાર કહી બતાવી આપણે તેની સત્યતામા શા માટે શકા કરવી જોઇએ ? આપણે એકજ વાર ઉચ્ચાર કરીએ કે, **ઓ પ્રભુ ત્હારી ઇચ્છા જેમ સ્વર્ગમાં પ્રવૃતે છે તેમજ આ અમારા જગતપર પણ પ્રવર્તો,** તે પછી બીજી વાર એવો ઉચ્ચાર કરવો તે પાપ જ છે.

# ૨—વેદાન્તમતનું સામાન્ય નિરીક્ષણ.




પ્રતકાળમાં યદ્યપિ વેદાન્ત એટલે અદ્વૈત સિદ્ધાન્ત આવી સમજણ વ્યાપેલી છે તથાપિ વેદાન્ત શબ્દમા માત્ર અદ્વૈત મતનોજ સમાવેશ થતો હોય તેમ નથી તેમાં આર્યાવર્તમા પ્રવૃત્ત સર્વ મત અને સપ્રદાયોનો સમાવેશ થાય છે. હિદુસ્તાનમા અનેક મત અને સપ્રદાયો પ્રવૃત્ત છે, તેમા પ્રથમમા દ્વૈત સિદ્ધાન્ત છે અને પરિણામે અદ્વૈત સિદ્ધાન્ત છે. આર્યોએ બાંધેલી તત્વજ્ઞાનની ઇમારતમા "દ્વૈત" એ પાયો અને "અદ્વૈત" એ શિખરપરનો કળશ છે, એમ કહીએ તો તે અયોગ્ય નથી

વેદાન્ત એ શબ્દોનો અક્ષરશ: અર્થ વેદનો અન્ત એવો થાય છે વેદ આર્યોનો ધર્મ ગ્રન્થ છે અને તેમા કર્મકાંડ તથા જ્ઞાન-કાડ એવા બે ભાગ છે. આ પૈકી કર્મકાંડમા યજ્ઞ યાગ વગેરેની ક્રિયાઓનુ નિરૂપણ કરવામા આવ્યુ છે જ્યારે જ્ઞાનકાડમાં તત્ત્વજ્ઞાનનો સમાવેશ કરવામા આવ્યો છે. જ્ઞાનકાડમા ઉપનિષદોનો સમાવેશ થાય છે તથાપિ સર્વ ઉપનિષદો કર્મકાંડથી ભિન્ન વિભાગમાજ લખાયા છે એમ નથી, કર્મકાંડ વિભાગમા પણ કેટલાક ઉપનિષદો ઉપલબ્ધ થાય છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતા યદ્યપિ એક સ્વતત્ર ગ્રન્થ છે તથાપિ તેની ગણુના પણ ઉપનિષદોમા કરવાનો પ્રથા પડી ગયો છે. સર્વ ઉપનિષદો અને ગીતાને વેદાન્ત ગ્રન્થોની સજ્ઞા આપવામાં આવે છે. પાશ્ચાત્ય વિદ્વાનોમા વેદોનો અર્થ માત્ર કર્મકાડ અને તજ્જન્ય કેટલાક મત્રો પરત્વેજ થાય છે, પણ સાપ્રત સમયમા યજ્ઞ યાગાદિ ક્રિયાઓનો

બહુધા લોપ થઇ ગયો હોવાથી વેદોનો અર્થ વેદાન્તજ થાય છે. વળી હમણા દર્શનગ્રન્થો કે તત્ત્વજ્ઞાનના ગ્રન્થોપર ટીકા લખનારાઓ પોતાના અભિપ્રાયના અનુમોદન માટે જ્ઞાનકાંડમાથી જ્યારે પણ અમુક અવતરણ આપે છે ત્યારે વેદોને માટે "શ્રુતિ" એવો શબ્દ યોજે છે. "શ્રુતિ"નો અર્થ સાભળવામા આવેલુ એવો થાય છે અને તે આખા વૈદિક સાહિત્યને લાગુ પડે છે, પણ ટીકાકારો એ શબ્દ માત્ર ઉપનિષદને અર્થેજ વાપરે છે. વેદાન્ત શબ્દવડે જે ઉપનિષદોનો બોધ થાય છે તે સર્વે સહિતા ગ્રન્થોની પછીજ લખવામા આવ્યા નથી દાખલા તરીકે ઇશોપનિષદ યજુર્વેદના ચાળીસમા ખડમાં છે, જે ભાગ વેદોનો એક પ્રાચીન ભાગ મનાયો છે. વળી કેટલાક ઉપનિષદો વેદોના બ્રાહ્મણ વિભાગના ગ્રન્થોમા ઉપલબ્ધ થાય છે. તે સિવાય કેટલાક સ્વતત્ર પણ લખવામા આવ્યા છે. તથાપિ તે સર્વથા સ્વતત્ર હોય એમ માનવાને સબળ કારણો નથી. કારણ કે વેદોના બ્રાહ્મણ વિભાગના કેટલાક ગ્રન્થો કાળના ઉદરમા સમાઈ ગયા છે, અને એમ હોઇ શકે કે બ્રાહ્મણ ગ્રન્થોનો ઉપભોગ ન થવાથી તે નાશ પામતા તે પૈકી ઉપનિષદો રહી જવા પામ્યા હોય. વળી કેટલાક સ્વતત્ર ઉપનિષદો પણ નાશ પામી ગયા હોય એ પણ સભવિત છે. ઉપનિષદોનુ બીજુ નામ આરણ્યક પણ છે.

વેદાન્ત એ આર્યોના ધર્મગ્રન્થ સમુહના એક સમુહનો પોતાનામા સમાવેશ કરે છે, અને આર્ય તત્ત્વજ્ઞાનની દરેક શાખાનો પાયો વેદાન્ત ઉપરજ રચાય છે. બુદ્ધિસ્ટ અને જૈનલોકો પણ જો પોતાના અભિપ્રાયને સબળ કરનાર જણાય તો વેદાન્તના વચનોને પ્રમાણ તરીકે ટાંકે છે. આર્યતત્ત્વજ્ઞાનની દરેક શાખા જોકે પોતાના મતનો આધાર વેદો ઉપર હોવાનુ જણાવે છે તથાપિ તે પૃથક પૃથક નામો ધારણ કરે છે. આ સર્વ પૈકી શ્રી વ્યાસ પ્રણીત છેલ્લી શાખાએ પૂર્વે પ્રચાર પામેલી તત્ત્વજ્ઞાનની સર્વ શાખાઓ કરતાં પોતાનો આધાર

વેદોમાંથી વધારે પ્રમાણમાં લીધો છે, અને પૂર્વેની શાખાઓ—જેવી કે સાંખ્ય અને ન્યાય વગેરે તેની વેદાન્ત સાથે એકવાક્યતા કરવાનો પ્રયત્ન કર્યો છે, તેથીજ એ શાખાને વેદાન્તનુ ખાસ નામ આપવામાં આવે છે, અર્થાત્ સાંપ્રત કાળમાં વ્યાસના સૂત્રોનેજ વેદાન્તમતનુ મૂળ માનવામાં આવે છે. વળી વ્યાસના આ સૂત્રો જૂદા જૂદા ટીકાકારોએ જૂદી જૂદી રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. સામાન્ય રીતે સાપ્રત આર્યાવૃતમા વેદાન્ત સબધી ત્રણ મત વિશેષ પ્રચલિત જણાય છે એ ત્રણે મતના પ્રવર્તક આચાર્યોએ પોતાના મતને યોગ્ય થાય તેવી તેવી શ્રી વ્યાસ સુત્રોપર ટીકા લખી છે આ ત્રણ મતોનાં, દ્વૈત, વિશિષ્ઠાદ્વૈત અને અદ્વૈત એવા ત્રણ નામ છે. દ્વૈત અને વિશિષ્ઠાદ્વૈત એ ઉભય સપ્રદાયોને માનનારા લોક અદ્વૈત મતના અનુયાયીઓના પ્રમાણમા વિશેષ છે. હવે એ ત્રણે મતનો વિચાર આપણે કરવાનો છે. યદ્યપિ એ ત્રણે મત ભિન્ન છે, તથાપિ તે સર્વના પાયારૂપ સાખ્ય દર્શનજ છે, એ વાત લક્ષમા રાખવા જેવી છે ન્યાય અને વૈશેષિક દર્શનો સાખ્યદર્શન સાથે કોઇક સ્થળે સ્વલ્પ મતભેદ સિવાય અનેક અશોમા સમાન છે

ઉપર્યુક્ત ત્રણે સપ્રદાયોમા ત્રણ બાબતોમા મતભેદ નથી. પરમેશ્વરની હસ્તી, વેદગ્રન્થો અપૌરૂષેય હોવાની માન્યતા અને કલ્પ તથા યુગોની કાળ કલ્પના, એ ત્રણ ભાવનાઓ એ ત્રણે સપ્રદાયોને માન્ય છે કલ્પ અને યુગની માન્યતાનુ સ્પષ્ટીકરણ અત્રે આવશ્યકીય છે. સૃષ્ટિમા સર્વત્ર દશ્ય થતી સર્વ વસ્તુઓ એક મૂળ વસ્તુ 'આકાશ'-માથીજ ઉદ્ભવ પામી છે, અને ગુરૂત્વાકર્ષણ, આકર્ષણ, લાગણી અને જીવન તે સર્વમા જે કઇ શક્તિ દશ્ય થાય છે તે સર્વ પ્રકારની શક્તિનુ મૂળ અધિષ્ઠાન પ્રાણ છે પ્રાણ અને આકાશના સયોગથી અને તજ્જન્ય આઘાત પ્રત્યાઘાતથી આ દશ્ય વિશ્વ પ્રતિત થાય

છે. તમારી ભાષામાં જેને ઉત્પત્તિ ( creation ) કહે છે તેને હિન્દુસ્તાનમાં અવ્યક્તરૂપમાંથી વ્યક્તરૂપમાં આવવાની ક્રિયા માને છે હિન્દુસ્તાનમા એવો કોઈ પણ મત કે સપ્રદાય નથી કે જે વિશ્વની ઉત્પત્તિ જેમ પશ્ચિમમા નેસ્તી (nothing) માંથી થએલી માને છે તેમ માનતો હોય ! વિશ્વ રચાય છે એમ અમે નથી માનતા, પણ એમ માનીએ છીએ કે તે નિર્માણ થાય છે. અર્થાત્ પૂર્વે જે અવ્યક્ત રૂપમા હતું તે વિશ્વરૂપે વ્યક્ત થાય છે. કલ્પના પ્રારભ પૂર્વે આકાશ અદ્રશ્ય–અક્રિય હોય છે. એ સ્થિતિમા પ્રાણનો તેની સાથે સયોગ થઇ ક્રિયા થવા માડે છે, અને એક પછી એક ઘટ રચનાઓ વૃક્ષો, પ્રાણીઓ, મનુષ્યો, ચન્દ્ર, તારા વગેરેની ઉત્પત્તિ થાય છે આ વ્યક્ત સ્થિતિમા ઘણો કાળ વ્યતીત થયા પશ્ચાત્ત પુનઃ સૃષ્ટિ પોતાની અવ્યક્ત સ્થિતિ તરફ પ્રયાણ કરે છે જે પ્રમાણમા પ્રથમ વિશ્વની ઉત્ક્રાન્તિ જણાતી હતી તેજ પ્રમાણમાં હવે અપક્રાન્તિ થાય છે દરેક વસ્તુ સૂક્ષ્મ અને સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરતી જઈ પોતાના મૂળ તત્ત્વરૂપ આકાશ અને પ્રાણમા લય પામે છે અને આ રીતે પુન' આકાશ અને પ્રાણનો સયોગ થઈ ક્રિયાથી સૂક્ષ્મ અને ઘટ પ્રાણીઓનો પૂર્વે જણાવેલા નિયમ પ્રમાણે ઉદ્ભવ થઇ નવીન કલ્પનો પ્રારભ થાય છે હવે વિશ્વના મૂળભૂત જે બે દ્રવ્યો આકાશ અને પ્રાણ દર્શાવ્યાં તેનુ પણ અધિષ્ઠાન એક ત્રીજુ દ્રવ્ય જેને 'મહતત્ત્વ' કહે છે તે છે. એ મહતત્ત્વજ આકાશ અને પ્રાણનુ અધિષ્ઠાન હોઇ તે પોતેજ પ્રાણ અને આકાશરૂપે ઉદ્ભવ પામે છે.

હવે મન, આત્મા અને પરમાત્માના સબધમાં જે ભાવનાઓ અમારામા માન્ય છે તે સબ'ધી વિચાર કરીશુ. આ ત્રણ ભાવના-ઓના સબધમાં જગતમાં જેટલા મતમતાંતર છે તે સર્વેએ થોડા કે વધારે પ્રમાણમાં સાખ્યદર્શનનો આધાર લીધેલો જણાય છે. આ

પ્રમાણે સાખ્યદર્શનની મહત્તા તત્ત્વચિંતનની બહુધા સર્વ દિશાઓમાં સ્વીકારાયલી હોવાથી આપણે એ સબધી યત્કિંચિદ્ જાણવાનો પ્રયત્ન કરીશુ.

આપણી ઇન્દ્રિયોદ્વારા આપણને બાહ્ય જગતનુ જ્ઞાન થાય છે, પણ એ પ્રત્યેક ઇન્દ્રિયની ક્રિયામા ભિન્ન ભિન્ન ત્રણ પ્રકારની ક્રિયાઓનો સમાવેશ થાય છે, એમ સાંખ્યનો અભિપ્રાય છે જેવી રીતે નેત્રોદ્વારા આપણે જોવાની ક્રિયા કરીએ છીએ ત્યારે બાહ્ય વસ્તુનુ ચિત્ર પ્રથમ આપણા નેત્રો ઉપર ચિત્રીત થાય છે. આ બાહ્ય નેત્રોને કરણ ( સાધન ) કહેવામા આવે છે, એ બાહ્ય આખોથી પર ચક્ષુ ઇન્દ્રિયનુ ગોલક હોય છે, જે બાહ્ય નેત્રની સમીપસ્થ હોય છે. આ ગોલક અને જ્ઞાનતતુને સાખ્યમત પ્રમાણે ઇન્દ્રિય કહે છે. બાહ્ય વસ્તુનુ જ્ઞાન થવા કરણ અને ઇન્દ્રિયનો સંયોગ થવાની જરૂર છે. તે પૈકી એકાદ સાધન ન હોય તોપણ બાહ્ય વસ્તુનુ જ્ઞાન થતું નથી. પરતુ તે સિવાય પણ એક તૃતીય ક્રિયાની આવશ્યકતા છે મનનો આ ઇન્દ્રિય સાથે સયોગ થવો જોઇએ તે ઉપરાત ઇન્દ્રિયદ્વારા થયેલા બાહ્ય દર્શનની લાગણીને એ મનજ બુદ્ધિની સમીપ પહોચાડે છે બુદ્ધિ એ મનનુજ નિશ્ચયાત્મક સ્વરૂપ છે. બાહ્ય વસ્તુના દર્શનથી તેની તૂલના કરીને તે અમુક વસ્તુ છે, એમ તેનુ સ્વરૂપ સમજવુ, એ બુદ્ધિનુ કાર્ય છે. જ્યારે બુદ્ધિ તરફથી અમુક વસ્તુનુ સ્વરૂપ અમુક છે, એવો પ્રતિધ્વનિ પાછો મનપર પડે છે ત્યારેજ પુરૂષ કે આત્મા અહકાર સ્વરૂપે મનમા પ્રકાશે છે—અહકારરૂપે દેખાય છે. આટલી ક્રિયા થાય ત્યારે આપણે એમ કહીએ છીએ કે અમુક વસ્તુનુ મને જ્ઞાન થયુ. જેવી રીતે ભિન્ન ભિન્ન રગ અને રૂપરેખાથી એક ચિત્રની રચના થાય છે પણ અમુક વસ્તુ (તે ચત્ર જે કાગળ, વસ્ત્ર કે બીજી વસ્તુપર કહાડવામા આવે છે તે) એવી હોવી જોઇએ

કે જેનાપર તે સર્વ રગો ને આકારો એકત્ર થાય અને એક સમગ્ર ચિત્ર તરીકે દેખાય. તેવીજ રીતે ઇન્દ્રિયોદ્વારા થતા જ્ઞાનના રગ-છાયા વગેરે જે વસ્તુ ઉપર એકત્ર થાય છે તે જીવાત્મા કિવા પુરૂષ છે. આ રીતે મનુષ્યનું જીવનરૂપી ચિત્ર રચાય છે.

વિશ્વમા દરેક વસ્તુ પ્રત્યેક ક્ષણે બદલાતી જાય છે. કઇક વધ-ઘટ નિરતર થયા કરે છે—અસ્થિર છે—આવો સિદ્ધાન્ત સાપ્રત ભૌતિક શાસ્ત્રે સિદ્ધ કર્યો છે. આ બાબતમાં પ્રાચીન આર્યતત્ત્વશાસ્ત્ર અને સાપ્રત ભૌતિકશાસ્ત્રની એકવાક્યતા છે જે પ્રમાણે બાહ્ય જગતની દરેક વસ્તુ અસ્થિર અને ફેરવાયા કરવાના સ્વભાવવાળી છે, તેજ પ્રમાણે આપણું શરીર, મન અને બુદ્ધિ પણ અસ્થિર હોઈ એમા પણ ફેરફાર થવો પ્રત્યેક ક્ષણે ચાલુ હોય છે. જે બાહ્ય પદાર્થનુ જ્ઞાન આપણી ઈન્દ્રિયોદ્વારા થાય છે તે બાહ્ય વસ્તુ જો અસ્થિર હોય તો તે વસ્તુ અમુક છે, એમ આપણે નિશ્ચયજ કરી શકતા નથી, કારણકે એમા જેનો નિશ્ચય કરવાનો છે તે અસ્થિર હોવા સાથે નિશ્ચય કરનારૂ મન પણ અસ્થિર હોય છે. આથી સાબીત એ થાય છે કે આપણા અતરમા કોઈ એવી શક્તિ હોવી જોઈએ કે જે સ્થિર હોય. જો તેમ ન હોય તો આ અસ્થિર છે, એવુ જ્ઞાન પણ આપણને નજ થાય. આ સ્થિર અધિષ્ઠાનને જ સાખ્યમતમાં પુરૂષ, આત્મા ઈત્યાદિ નામો આપવામા આવ્યા છે

સાંખ્યદર્શન પ્રમાણે મનનુ પ્રતિધ્વન્યાત્મકતત્ત્વ જેને બુદ્ધિ કહે છે તે મહતતત્ત્વનુ રૂપાંતર છે. મહતતત્ત્વ જ્યારે અસ્થિર સ્વરૂપ ધારણ કરે—આન્દોલન ઉત્પન્ન કરે ત્યારે એ આન્દોલનો પૈકી અમુકમાથી ઇન્દ્રિયોનાં મૂળ સૂક્ષ્મ સ્વરૂપ રચાય છે, અને કેટલાંક આન્દોલનમાથી જડતત્ત્વોના સૂક્ષ્મ પરમાણુઓનો આવિર્ભાવ થાય છે. આ મહત્તત્ત્વની સર્વ ક્રિયામાંથીજ સમસ્ત વિશ્વની ઉત્પત્તિ થાય છે.

સાખ્યમત પ્રમાણે આ મહત્તત્ત્વથી પણ પર એક એવી સ્થિતિ છે કે જેને તે અવ્યક્ત કહે છે. અહી મન પણ નથી. માત્ર કારણતત્ત્વ હોય છે. આ કારણતત્ત્વ કે જેમાથી મહત્તત્ત્વ અને મહત્તત્ત્વમાથી વિશ્વ ઉદ્ભવે છે તે (કારણતત્ત્વને) સાખ્યવાળા પ્રકૃતિનુ નામ આપે છે. આ પ્રકૃતિથી પર અને તેનાથી વિભિન્ન પુરૂષ કિવા આત્મા છે, જે નિર્ગુણ અને સર્વવ્યાપક છે, એમ સાખ્યમતનો અભિપ્રાય છે આ પુરૂષ કર્ત્તા નહિ પણ સાક્ષીરૂપે છે. પુરૂપતત્ત્વને સ્પષ્ટ કરવા સ્ફટિક-મણીનુ ઉદાહરણ આપવામા આવે છે. સ્ફટિકમણીની આસપાસ વિવિધ રગની વસ્તુઓ ગોઠવી હોય તો, જાણે સ્ફટિકમા જ જૂદા જૂદા રગો હોય એવો ભાસ થાય છે. આ પ્રમાણે જેમ વિવિધ રગોને લઇને સ્ફટિકમા વિવિધ રગો હોવાનુ જણાય છે, પણ વાસ્તવિક રીતે તે તેનાથી રહિત છે, તેવીજ રીતે પુરૂષમા પણ પ્રકૃતિની ક્રિયાઓનુ માત્ર આરોપણ કરવામા આવે છે. વાસ્તવિકમા તો તે નિષ્ક્રિય સાક્ષી રૂપજ છે. પ્રકૃતિ અને પુરૂષના સબધમા સાખ્યની આવી માન્યતા વેદાન્તને માન્ય નથી. સાખ્યમત પ્રકૃતિ પર્યન્ત વસ્તુસ્થિતિનો વિચાર કરી પછી એકદમ પુરૂષનો વિચાર કરે છે અને પુરૂષને પ્રકૃતિથી સર્વથા ભિન્ન જણાવે છે. હવે વેદાન્તનો એ પ્રશ્ન છે કે—

સ્ફટિકના ઉદાહરણમા જો સ્ફટિક પોતે રગ વિનાનો હોય તો તે ભિન્ન ભિન્ન રગોને શી રીતે ગ્રહણ કરી શકે? જો પુરૂષ અને પ્રકૃતિનો સ્વભાવ ભિન્ન હોય તો જગતરૂપે તેનુ એકીકરણ શી રીતે થાય? અને આમ આભાસ પણ શી રીતે ઉત્પન્ન થાય? આ પ્રશ્નનો સતોષકારક ઉત્તર મળતો નથી, તેથી પ્રકૃતિ અને પુરૂષ, કિવા વિશ્વ અને પરમાત્મા, વસ્તુતઃ એકજ રૂપ છે, આમ વેદાન્તની માન્યતા છે. વેદાન્તમતનોજ એક વિભાગ દ્વૈત મત તે જો કે પુરૂષ અને પ્રકૃતિને ભિન્ન માને છે, તથાપિ તે એમ તો માને છે કે પુરૂષ કે પરમાત્મા, આ વિશ્વનુ ફક્ત

નિમીત્ત કારણજ નહિ પણ ઉપાદાન કારણ પણ છે. અર્થાત્ પરમાત્મા વિશ્વ સમસ્તથી ભિન્ન નહિ પણ તેના અણુ અણુમા ઓતપ્રોત થયેલો છે. આ પ્રમાણે દ્વૈતવાદીઓ પણ પુરૂષ અને પ્રકૃતિની અભિન્નતા સ્વીકારે છે. પણ પુનઃ દ્વૈતભાવ સિદ્ધ કરવા તેઓ એમ માને છે કે આ વિશ્વમા ત્રણ તત્ત્વો છેઃ પુરૂષ, જીવાત્મા અને પ્રકૃતિ. આત્મા અને પ્રકૃતિ પુરૂષના શરીરરૂપ છે પણ પ્રકૃતિ અને આ ભિન્ન ભિન્ન જીવાત્માઓ અન્યોન્યથી અનાદિ કાળથીજ વિભક્ત છે કલ્પના પ્રારભમાં તેઓ ભિન્ન સ્થિતિમા દશ્ય થાય છે, અને જ્યારે કલ્પનો અત આવે છે ત્યારે પાછા તે દરેક સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરી તેજ સ્થિતિમા રહે છે.

અદ્વૈતમતવાળા વેદાન્તીઓ ઉપનિષદોનો આધાર લે છે. બહુધા બધા ઉપનિષદો અદ્વૈતભાવનાનુ સમર્થન કરે છે, અને અદ્વૈતવેદાન્તની ઇમારત તેના ઉપરજ ચણાઈ છે. ઉપનિષદોને નામે વ્યવહાગતા સર્વ ગ્રન્થોનો એકજ વિષય છે—એકજ વાત તેમને સાબીત કરવાની છે. જેમ માટીના એક ઢેફાનુ જ્ઞાન થવાથી માટીની સમસ્ત સૃષ્ટિનુ જ્ઞાન થઇ શકે છે તેમ એવી કોઈ વસ્તુ છે કે જેને જાણવાથી સમસ્ત વિશ્વનુ જ્ઞાન થઈ શકે? ઉપનિષદોનો પ્રયત્ન એ વિષયમા છે, અને અદ્વૈતમતવાળા વેદાન્તીઓ પણ આ વિશ્વને એકજ સ્વરૂપમા કે જે સ્વરૂપ આ સમગ્ર વિશ્વનુ પણ સ્વરૂપ છે, તેને જોવાનો પ્રયત્ન કરે છે. તેઓ માને છે કે આ સમગ્ર વિશ્વ એકજ વસ્તુ છે, એકજ મૂળતત્ત્વ આ ભિન્ન ભિન્ન રૂપ અને આકારમા દેખાય છે સાખ્યવાળા પ્રકૃતિનુ જે સ્વરૂપ કલ્પે છે તે વેદાન્તને માન્ય છે, પણ વેદાન્ત કહે છે કે એ પ્રકૃતિ પણ તેજ પુરૂષ કે પરમાત્મા છે. જેથી આ એકજ તત્ત્વ સત્ છે કે જે આ સર્વ વિશ્વ, મનુષ્ય, આત્મા અને પ્રાણીરૂપે દશ્ય થાય છે. મહત્ અને મન એ આ સતતત્ત્વનાજ દશ્ય સ્વરૂપો છે. પણ પુરૂષને જો નિર્વિકારી માનીએ અને તેમાંથીજ આ વિકારી-

વધઘટ થતા—જગતની ઉત્પત્તિ માનીએ તો વદતોવ્યાઘાતનો દોષ ઉત્પન્ન થશે. જે તત્ત્વમાં કોઇ પણ પ્રકારના ગુણ કે રૂપ ન હોય તેમાંથી નાના નાના પ્રકારના ગુણરૂપયુક્ત આ પ્રાણીઓ ઉત્પન્ન થાય એ શી રીતે સ્વાભાવિક હોઈ શકે? આ પ્રશ્નનો ઉત્તર અદ્વૈતવાદી વેદાન્તીઓએ વિવર્તવાદ રૂપે આપ્યો છે વિવર્ત એટલે દશ્યાભાસ, અર્થાત્ દ્રષ્ટિના ભ્રમથી હોય તે કરતા જૂદાજ રૂપનો ભાસ થવો. આને વેદાન્તની પરિભાષામાં વિવર્ત કહે છે આમ દ્વૈતવાદીઓ અને સાખ્યમતવાળાના અભિપ્રાય પ્રમાણે આ દશ્ય વિશ્વ મૂળ પ્રકૃતિમાથી ઉદ્ભવ પામ્યુ છે કેટલાક અદ્વૈતવાદીઓ અને કોઇ કોઇ દ્વૈતવાદીઓના મત પ્રમાણે આ ચરાચર સૃષ્ટિ પરમાત્મામાથીજ ઉત્ક્રાન્તિના નિયમ પ્રમાણે ઉત્પન્ન થઈ છે. શકરાચાર્યના મતવાળા ખરા અદ્વૈતવાદીઓના મત પ્રમાણે આ ચરાચર વિશ્વ પરમાત્મામાથીજ ઉદ્ભવ્યુ છે, અને પરમાત્માના સ્વરૂપમાજ ભાસે છે. પરમાત્માજ આ વિશ્વનુ ઉપાદાન કારણ છે, પણ તે માત્ર વિવર્ત રૂપેજ એટલે કે આભાસ માત્રજ, વાસ્તવિક રીતે નહિ હવે આ સિદ્ધાન્તમા શકા એ થાય છે કે જો આ સકળ વિશ્વ કેવળ ભાસ માત્રજ હોય તો તેનો પ્રત્યક્ષ અનુભવ કેમ થાય છે? આને માટે સર્પ અને રજ્જુ (દોરડી) નું સુપ્રસિદ્ધ ઉદાહરણ લેવામા આવે છે. જેમ અર્ધ અધકારવાળી જગ્યામા પડેલા રજ્જુના એકાદ કડકાને જોતા તે સર્પ હોવાનો ભાસ થાય છે અને તેથી ભય લાગે છે. આ ઉલટું જ્ઞાન થવામા જોકે અંધારૂજ કારણભૂત છે, તથાપિ એ અધકારને લીધે મૂળ વસ્તુ દોરડી કાંઈ ખરેખરો સર્પ બની ગઇ હોય એમ નથી, પણ માત્ર ભ્રમણાથીજ રજ્જુમાં સર્પનો ભાસ થાય છે. એજ પ્રમાણે કૈવલ્યરૂપ બ્રહ્મમા આ વિશ્વના આવિર્ભાવનો મિથ્યા ભાસ થાય છે. દેશ, કાળ, અને નિમીત્ત અથવા નામ અને રૂપની

ઉપાધિને લઇનેજ આ વિકારો દેખાય છે. નામ અને રૂપ, એ ઉપાધિને લીધેજ આ વસ્તુ અમુક અને પેલી અમુક, આવી ભેદ દૃષ્ટિ ઉત્પન્ન થઈ છે, માટે નામ અને રૂપ એજ ભેદનાં કારણ છે. નામ અને રૂપની ઉપાધિ નષ્ટ થતાંજ ભેદદષ્ટિનો નાશ થાય છે અને સર્વત્ર એકજ પરબ્રહ્મ પરમાત્માનુ સ્વરૂપ પ્રતીત થાય છે. જે ભ્રમણાથી રજ્જુમા સર્પની પ્રતીતિ થાય છે તે ભ્રમણાનો નાશ થતાં રજ્જુ તે રજ્જુ રૂપેજ જણાય છે. આ સ્થળે સર્પની ઉત્પત્તિનું કારણ કેવળ ભ્રમણા છે. વાસ્તવિક રીતે એ ભ્રમણા સમયે કાંઈ રજ્જુએ સર્પનું સ્વરૂપ ધારણ કર્યું નહોતું કે જેથી ભ્રમણાનો નાશ થતાં તે સર્પ મરી જાય. અર્થાત્ સર્પ દેખાવાની અને નષ્ટ થવાની બને ભાવનાઓ માત્ર આભાસરૂપજ છે—ભ્રમણામૂલકજ છે. તે પ્રમાણે અજ્ઞાની મનુષ્યનેજ આ જગતરૂપ આભાસની પ્રતિતી થાય છે, અને સત્યરૂપ પ્રભુને તે જોઈ શકતો નથી. જ્ઞાનની દૃષ્ટિથી પ્રભુ પ્રત્યક્ષ થતાંજ આ જગત રૂપી આ સર્વ મિથ્યાભાસ તેની દૃષ્ટિથી દૂર ખસી જાય છે. આ અજ્ઞાન અથવા માયાજ આ જગતરૂપી આભાસ કે જે વાસ્તવિક રીતે કૈવલ્યરૂપજ છે તેની પ્રતિતી થવામાં કારણ રૂપ છે.

અહિ હવે એ માયાનુ—અજ્ઞાનનુ—સ્વરૂપ શુ ? એ પ્રશ્ન ઉભો થાય છે. માયાનુ સત્ય કિવા મિથ્યા એવું કોઈ નિર્ણીત સ્વરૂપજ નથી. જો નિશ્ચયાત્મક સ્વરૂપ હોય તો તે નષ્ટ થઈ શકેજ નહિ, અસ્તિમાંથી નેસ્તી થાયજ નહિ. છે તેનું રૂપાતર થાય ખરૂ પણ નાશ તો થાયજ નહિ, તેમજ જો ભ્રમણા મનુષ્યને શિગડાની પેઠે હોયજ નહિ તો તેની પ્રતિતી થાય નહિ અને એટલાજ કારણથી માયાને વેદાન્તની ભાષામા અનિર્વચનીય કહે છે. આ માયાજ આ વિશ્વ રૂપ આભાસનુ કારણ છે. આ પ્રમાણે એકજ ઉપાદાન કારણ સત્—પરમાત્મા—બ્રહ્મજ માયાના સંયોગથી અનેક નામ અને રૂપથી

ભાસે છે. અદ્વૈતમત પ્રમાણે જીવોના ભિન્નત્વની ભાવના એ માત્ર આભાસજ છે એ હવે આપણે સમજી શકીશુ. ભિન્નતાનુ કારણ માયાજ છે. એ માયાનુ આવરણ દૂર થઇ જાય અને જો સર્વત્ર એકજ પરમાત્મા દેખાય, તોપછી હુ અમુક છુ, તે અન્ય છે, આ તૃતીય છે, વગેરે માન્યતાઓ ટકીજ શી રીતે શકે? આપણે સર્વે એકજ છીએ, દ્વૈતભાવના-ભેદભાવના એજ પાપ અને દુઃખનુ કારણ છે હુ આ વિશ્વથી ભિન્ન છુ, એ ભાવનાજ ભય અને દુખને ઉત્પન્ન કરનારી છે. હુ, આ, તે વગેરે ભાવનાઓ ક્ષુદ્ર અને સકુચિત છે જે ભાવનાથી આ દ્વદ્વ-દ્વૈતભાવનો નાશ થાય છે તે ભાવનાજ વિસ્તૃત, વ્યાપક, અને પરમાત્મા પ્રતિ ગતિ કરનારી છે. વિશાળતા-માજ સુખ છે. સકુચિતતાજ દુ.ખનુ કારણ છે

વેદાન્ત પ્રમાણે, આ વિશાળ વિશ્વમા જે વિવિધ વસ્તુઓ અને પ્રાણીઓ દૃશ્ય થાય છે તે સર્વ ક્ષણભગુર હોઈ અવિનાશી સ્વરૂપ તેની આડે ઢકાયલુ છે. પણ એ અવિનાશી સ્વરૂપ ગમે તેવા રગ અને આકારમા છતા પણ તે તેજ છે. તેમા વિકાર થતો નથી એક ન્હાના સરખા કીડામાં તેમજ મનુષ્ય પ્રાણીઓ પૈકી પ્રતિભા સપન્ન મનુષ્યમા પણ એ દૈવીતત્ત્વજ પ્રકાશે છે. માત્ર એ કીડાનુ રૂપ કનિષ્ઠ ભૂમિકામા હોઈ તેનામાં એ અવિનાશી સ્વરૂપ ઉપરનુ માયાનુ આચ્છાદન વધારે ઘટ્ટ હોય છે અને જેના ઉપર એ માયિક આવરણ વધારે સૂક્ષ્મ હોય તે ઉચ્ચત્તમ જીવાત્મા હોય છે. સર્વ જડ અને ચૈતનથી પર એ અવિનાશી દિવ્યતા સ્થિત છે, અને આ ભાવના-માંથીજ નીતિના મૂળનો ઉદ્દભવ થાય છે. અન્યને દુઃખ કરો નહિ. દરેકપર પોતાના જેટલો પ્રેમ કરો કારણ કે આ વિશ્વ એકજ-અભિન્ન પરમાત્માનું સ્વરૂપ છે **અન્યને ઈજા કરતાં હું મને પોતાનેજ ઇજા કરૂં છું, અન્ય પ્રત્યે પ્યાર કરતાં હું મ્હારા પોતાના પરજ પ્યાર કરૂં છું.**

અદ્વૈત સિદ્ધાન્તનો સારાશ ફક્ત એકજ શબ્દમા સમાવી શકાય કે **અહંકારની વિસ્મૃતિ.** અદ્વૈતવાદી એમજ કહે છે કે આ હુંપણાની સકુચિત ભાવનાજ મ્હારા દુ.ખનુ કારણ છે. સ્વાર્થી અહકારની ભાવનાજ મને મ્હારા મહાન સ્વરૂપનુ વિસ્મરણ કરાવી મને આ વિશ્વમા એક ભિન્ન પ્રાણી દર્શાવે છે. ભિન્નતાની એ ભાવના દૃઢ થતાં, ઇર્ષ્યા—વૈર—વિરોધ અને અન્ય પાપમય ભાવનાઓ ઉદ્ભવે છે. આ અહકારની ભાવનાનો નાશ થતા, વ્યવહારના કલહ અને કકાસ પણ નાશ પામે છે, અને તજ્જન્ય દુઃખનો અનુભવ કરવો પડતો નથી. તે માટે અહકારની ભાવનાનો ત્યાગ કરવો જોઇએ. ન્હાનામા ન્હાના પ્રાણીના કલ્યાણને માટે પણ આપણો દેહ વિસર્જન કરવાને આપણે તૈયાર રહેવુ જોઇએ. મનુષ્ય જ્યારે એક કીડીને માટે પણ દુઃખી થઈ આત્મવિસર્જન પર્યન્ત સ્વાર્થત્યાગ કરવાને તૈયાર હોય છે ત્યારે તે સપૂર્ણતાને પહોચે છે. અર્થાત્ ઐક્ય કિવા સમાધિનો અનુભવ કરે છે. આજ વેદાન્તીનુ લક્ષ્યબિન્દુ છે. આ લક્ષ્યબિન્દુને પહોંચતા અજ્ઞાનનો પડદો કટકે કટકા થઇ પડી જાય છે, અને નિરતિશય સુખ કે જે મનુષ્યની સ્વાભાવિક સ્થિતિ છે તેને પ્રાપ્ત કરે છે. સદેહ—જીવનમાજ—તેને આ વિશ્વની સાથે અભેદાનુભવ થાય છે. જગતનો આભાસ તેની દ્રષ્ટિથી દૂર થાય છે. તે સર્વત્ર હરિદર્શન કરે છે. આજ મનુષ્યની સ્વાભાવિક સ્થિતિ છે. અહી એક વાત સ્મરણમા રાખવી જોઈએ કે પ્રારબ્ધ અનુસાર જ્યા સુધી તેનાં શારીરિક કર્મો હોય ત્યા સુધી તે જીવે છે. અજ્ઞાનનુ આવરણ દૂર થયા પછીના એ જીવનને વેદાન્તીઓ જીવનમુક્તિ કહે છે. આ જીવનમુક્ત પુરૂષ સસારીઓની પેઠે આહાર વિહારમાં પ્રવૃત્ત હોય છે, પણ તે સર્વને તે આભાસરૂપ જે માને છે. તે આભાસના પારદર્શક પડદામાંથી સદાસર્વદા પરમાત્માનુજ દર્શન કરે છે. જેવી રીતે મૃગજળ

જોઈને કોઇ મનુષ્ય એક વાર તેને વાસ્તવિક જળ માની ઠગાય છે, પણ તે મૃગજળ છે, એમ જણાતાં પુનઃ તરતમા કે ભવિષ્યમાં મૃગજળ જણાતા તે તેને વાસ્તવિક જળ માનતો નથી. પ્રથમ જ્યારે તેને મૃગજળનાં દર્શન થયાં ત્યારે તેનામા વિવેકશક્તિનો અભાવ હતો, તે વાસ્તવિક જળ અને મૃગજળનો ભેદ સમજી શકતો નહોતો, પરંતુ એક વાર જો તેને જ્ઞાન થયુ તો તે જીવન પર્યન્ત પણ મૃગજળરૂપી જળના આભાસથા ઠગાતો નથી. તે વાસ્તવિક જળને ઓળખી શક્યો છે. હવે મૃગજળ પોતાના આભાસથી તેનામાં ભ્રમણા ઉત્પન્ન કરવાને અસમર્થ છે તેવીજ રીતે જ્યારે એક વેદાન્તી પોતાના વાસ્તવિક સ્વરૂપને જાણી તેમા સ્થિત થાય છે ત્યારે વિશ્વ સમસ્ત તેની દષ્ટિથી દૂર થઈ જાય છે—આભાસ રૂપ ભાસે છે. આ જગત હવે તેનો વિલાસ છે. તેને માટે જગત હવે પૂર્વનુ દુઃખમય અને પાપમય જગત નથી, એ દુઃખરૂપ બંધીખાનુ આ અદ્વૈતવાદીની દષ્ટિથી હવે સત્, ચિદ્ અને આનદનુ નિવાસસ્થાન છે. આ સમાધી—આ અતીમ લક્ષ્યબિન્દુને પહોચવુ એજ અદ્વૈત તત્ત્વજ્ઞાનનો અતિમ ઉદ્દેશ છે.

( આ વ્યાખ્યાન ઇ. સ. ૧૮૯૬ ના માર્ચ માસની ૨૫ મી તારીખે હાવર્ડ વિશ્વ વિદ્યાલયની ગ્રેજ્યુએટ ફીલોસૉફીકલ સોસાયટી પાસે આપવામા આવ્યુ હતું. )



# ૩-વિવેકબુદ્ધિ અને ધર્મ.

( સ્વામીજીએ આ વ્યાખ્યાન ઇંગ્લેંડમા આપ્યું હતું )



એક વખતે શ્રી નારદભગવાન સનત્કુમાર પાસે ગયા અને પોતાને સત્યનુ શિક્ષણ આપવાની પ્રાર્થના કરી. શ્રી સનત્કુમારે એમને પૂછ્યુ કે "તમે કયી કયી વિદ્યાઓ ભણ્યા છો ?" નારદ ભગવાને ઉત્તર આપ્યો કે "વેદોનો મ્હેં અભ્યાસ કર્યો છે, ખગોળવિદ્યા તથા બીજી અનેક વિદ્યાઓ હુ શિખ્યો છુ, પણ તેથી મ્હારા ચિત્તને શાન્તિ થતી નથી" એ સબધી આ બન્ને સાધુ પુરૂષો વચ્ચે કંઇક ચર્ચા થયા પછી ભગવાન સનત્કુમાર બોલ્યા કે, વેદાભ્યાસ, તત્ત્વજ્ઞાન અને ખગોવિદ્યા ઇત્યાદિ વિદ્યાઓ ખરા મહત્વની નથી. જે વિદ્યા પાપ્ત કરવાથી બ્રહ્માનુભવ થાય છે તેજ ખરી રીતે 'વિદ્યા' નામને પાત્ર છે.

આ ભાવના સર્વે ધર્મોમા પ્રવર્તે છે અને તેથીજ ધર્મનુ જ્ઞાન ઉચ્ચતમ જ્ઞાન મનાતુ આવ્યુ છે. પદાર્થવિજ્ઞાન ઇત્યાદિ લૌકિક વિદ્યાઓ આપણા વ્યવહાર કે શરીર પરત્વેની હોઈ ધર્મ વિદ્યાના પ્રમાણમાં ઓછા મહત્વની હોવાથી તે વિદ્યા બીજી વિદ્યાઓથી અલગ રહેવા પામી છે, એટલુજ નહિ પણ બીજી વિદ્યાઓ ધર્મની દૃષ્ટિથી નિર્માલ્યવત્ હોઇ ધર્મવિદ્યાની વિરૂદ્ધમાં ટકી શકવાને અયોગ્ય છે, એવી માન્યતા પણ ઠસી ગઈ છે. દુર્ભાગ્યવશાત્ ધર્મવિદ્યાએ અન્ય વિદ્યાઓને હલકી માની તે વિદ્યાઓદ્વારા પોતાનો ન્યાય કે તૂલના થવામાં

હીણુપદ માની લીધું છે, અને તેથી પરિણામ એ આવ્યુ છે કે સર્વત્ર લૌકિક અને ધાર્મિકવિદ્યા વચ્ચે વિગ્રહ થયાના દાખલા બન્યા છે એક જ્યારે પોતાની સર્વોપરી સત્તા ઠરાવે છે—પોતાની વિરૂદ્ધ બીજાને બોલવાનો અધિકારજ નથી એમ કહે છે, ત્યારે લૌકિકવિદ્યા પોતાના બુદ્ધિરૂપ શસ્ત્રથી ધર્મની માન્યતાનુજ છેદન કરવા મથન કરે છે આવા દૃષ્ટાન્તો પણ ઇતિહાસદ્વારા દેખાય છે આવા વિગ્રહો થયા છે અને સાપ્રતકાળમા પણ દરેક દેશોમા આવા કઇ ને કઇ વિગ્રહો થયાજ કરે છે આમાં વારવાર ધર્મપક્ષનો પરાજય થાય છે અને ધર્મભાવના શુષ્ક—અર્થહીન થઈ ગઈ છે ફ્રાન્સના વિપ્લવ સમયમા આપણે વિવેકબુદ્ધિની પૂજા અને શ્રદ્ધાના પરિત્યાગની વાતો વાચીએ છીએ, પણ મનુષ્ય જાતના ઇતિહાસમા આ પ્રકારની ભાવનાનો આ સમયેજ પ્રારંભ થયો એમ નથી, પૂર્વકાળમા પણ શ્રદ્ધાની વિરૂદ્ધ લોકલાગણી—વિવેક બુદ્ધિનોવિગ્રહ થયાના દાખલા બન્યા છે ફ્રાન્સના વિપ્લવ કાળમા એ ભાવના વધારે સબળ થઈ હતી સાપ્રતકાળમા ભૌતિકશાસ્ત્ર સબધમા વધારે ને વધારે શોધખોળ થતી હોવાની તે બળવાન થાય છે, અને તેના પ્રહાર ધર્મ ઉપર હોવાથી ધર્મવિદ્યા વિશેષ નિર્બળ થાય છે ધર્મવિદ્યાના પાયા ભૂતકાળની ભૂમિમા દટાઈ ગયા છે **જાહેરમાં ધર્મભાવનાનો ડોળ કરનારા ઘણા મનુષ્યો જણાય છે, પણ ખાનગીમાં તેમના અંતઃકરણની પરીક્ષા કરી હોય તો તેઓ નાસ્તિક હોય છે.** અમુક ધર્મોપદેશકે કહ્યુ માટે શ્રદ્ધા રાખવી, અમુક ગ્રન્થમા લખેલુ છે માટે શ્રદ્ધા રાખવી ! લોકો એવી શ્રદ્ધા રાખવાનુ ઇચ્છે છે માટે શ્રદ્ધા રાખવી ! પણ ખરૂ જોતા એમાની એક પણ બાબત શ્રદ્ધાને યોગ્ય નથી અને એવી રીતે અન્યપર શ્રદ્ધા ટકી શકતી નથી. કેટલાક લોકો એવા પણ હશે કે જેઓ લૌકિકધર્મ પ્રમાણે ચાલતા હશે, તેને માન્ય રાખતા હશે,

પરંતુ તેમના પરિચયમાં આવતાં જણાય છે કે તેઓ વિચાર કરતા નથી તેમની શ્રદ્ધાની ભાવના બીજું કાંઈજ નહિ, પણ માત્ર **અવિચારયુક્ત પ્રમાદ** જ હોય છે. આવો વિગ્રહ જો વધારે વખત લંબાય તો તેનું પરિણામ ધર્મની ઇમારતના ચૂરેચૂરા થવામાં છે. હવે પ્રશ્ન એ થાય છે કે આ વિગ્રહનો અંત આવે એવો કોઈ ઉપાય છે? જેવી રીતે અન્ય ભૌતિક કે લૌકિકવિદ્યાઓ વિવેકબુદ્ધિને આશ્રયે ઉભી રહી શકે છે તેવી રીતે ધર્મવિદ્યા પણ બુદ્ધિથી ટકી શકે એવો કોઈ માર્ગ છે? જે જે યુક્તિઓ અને પ્રમાણોથી ભૌતિકશાસ્ત્રની શોધો થઇને તે શાસ્ત્ર સબળ બનતું જાય છે, તેવીજ રીતે ધાર્મિક બળને ટકાવવા માટે કોઇ યુક્તિયો કે પ્રમાણોનો ઉપયોગ થઇ શકે તેમ છે? મ્હારા અભિપ્રાય પ્રમાણે એવો માર્ગ છે, અને હું એમ પણ કહું છું કે તેવો માર્ગ જેમ સત્વર લેવાય તેમ સારૂ છે. જો યુક્તિ અને બુદ્ધિથી કોઇ ધર્મનો નાશ થતો હોય તો તેમ થવામાજ મનુષ્યોનું કલ્યાણ છે, કારણ કે તે ધર્મ આટલો વખત ટકી શક્યો એજ સંશય અને અજ્ઞાનતાનું ફળ છે. હું ફરીથી પણ કહું છું કે એવા ધર્મનો નાશ થાય એજ ઉત્તમ છે ધર્મશાસ્ત્રમા જે ખરૂ સત્ય છે તેનો તો કોઇ કાળે, કોઇનાથી નાશ થવાનોજ નથી. જો તેનામાં કાળ અને સંયોગોએ કંઇ કચરો—હીન શ્રદ્ધા ભેળવી હશે તો વિવેકબુદ્ધિમા તપાવતા તે તરત બળી જશે અને શુદ્ધધર્મનું સ્વરૂપ ઉલટું વધારે ઉજ્જવળ—વધારે પ્રકાશમાન થશે. જેમ પદાર્થવિજ્ઞાન તથા રસાયનશાસ્ત્રની સિદ્ધિ પ્રત્યક્ષ પ્રમાણથી થાય છે તેમ ધર્મ પણ પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થશે, એટલુંજ નહિ પણ ધર્મશાસ્ત્રની યોગ્યતા ભૌતિક શાસ્ત્રોથી વિશેષ ઠરશે. કર્મેન્દ્રિયો કરતા જેમ જ્ઞાનેન્દ્રિયોની યોગ્યતા વિશેષ છે, તેજ પ્રમાણે ભૌતિકવિદ્યા સ્થૂળ છે, જ્યારે ધર્મ વિદ્યા જ્ઞાન પ્રધાન હોવાથી તેનાથી પણ શ્રેષ્ઠ છે. ભૌતિકશાસ્ત્રોની સિદ્ધિ

ઇન્દ્રિયોનેજ સ્પર્શ કરે છે, જ્યારે ધર્મશાસ્ત્રની સિદ્ધિ આપણા આત્મા ભેદે છે, અને તેથી તેટલાજ પ્રમાણમાં તેની યોગ્યતા અધિક છે.

'વિવેક બુદ્ધિના ત્રાજવામાં ધર્મની તૂલના કરવી એ મૂર્ખાઈ છે એમ કહી બુદ્ધિવાદને ધર્મથી અલાહેદો રાખવા ઇચ્છનારા લોકો પો જે જે કાંઈ કહે છે તેનો ભાવાર્થ સમજતા હોય એમ જણાતું નથી માનો કે એક ખ્રીસ્તધર્માવલંબી અને એક મુસલમાન, ધર્મન શ્રેષ્ઠતા માટે વાદવિવાદ કરે છે. ખ્રીસ્તિ કહે છે કે "મ્હારો ધર્મ એ પરમેશ્વરે ઇસુખ્રીસ્તને આપ્યો છે." મુસલમાન કહે છે "મ્હારો ધ પણ ઇશ્વિર પ્રણિત છે." ખ્રીસ્તિ કહે છે કે, "ત્હારા ધર્મ પુસ્તકમ કેટલીક ખોટી વાતો લખી છે. દાખલા તરીકે તેમા જણાવ્યુ છે પ્રત્યેક ન માનનારા (મુસલમાન ન હોય તેવા) ને જોર જુલમથ મુસલમાન કરવો અને તે મુસલમાન ન થાય તો તેને ઠાર મારી નાખવો આમ ધર્મને નામે વિધર્મીને મારી નાખનાર મુસલમાને ગમે તેટલા પા કર્યા હોય તો પણ તે સ્વર્ગમા જાય છે" મુસલમાન કહે છે કે "મ્હારા ધર્મ ગ્રન્થમા લખ્યુ છે તે ખરૂ છે અને મ્હારે તે પ્રમાણે કરવુજ જોઇએ. ખ્રીસ્તિ કહે છે "પણ મ્હારા ધર્મગ્રન્થમા એમ કહ્યુ નથી," મુસલ માન જવાબ આપે છે "હુ તે નથી જાણતો. મ્હારે ત્હારા ધર્મગ્રન્થન પ્રમાણ માનવાની શુ જરૂર છે? મ્હારા ધર્મપુસ્તકમા કહ્યુ છે "કાફરો મારી નાખવા યોગ્ય છે અને તેજ મને માન્ય છે!" ખ્રીસ્તિ પૂછે છે કે, "આ બેમાં સત્ય શુ છે?" મુસલમાન ઉત્તર આપશે કે "મ્હારા ધર્મ પુસ્તકમા લખ્યુ છે તેજ ખરૂ છે અને ત્હારા ધર્મગ્રન્થમ કોઇની હિંસા કરીશ નહિં એ અયોગ્ય છે!" શુ તું પણ એ નથી કહેતો મ્હારા મિત્ર, કે બાઇબલમાં યહોવાએ મૂસાને કરેલ આજ્ઞાઓજ યોગ્ય છે અને તેણે જે વાતોની મનાઈ કરી છે તે વાત અયોગ્ય છે? તેવીજ રીતે મ્હારા ધર્મ ગ્રંથમાં પણ મ્હારા ખુદાએ

અમુક આજ્ઞાઓ કરી છે અને અમુક મનાઇઓ કરી છે તેની આજ્ઞા પ્રમાણે વર્તવુ તે યોગ્ય છે અને તેનો અનાદર કરવો તે અયોગ્ય છે" ખ્રીસ્તિ આ ખુલાસાથી સતોષ ન પામતા ખ્રીસ્તે પહાડ ઉપર કરેલા ધર્મોપદેશની નીતિ સાથે કુરાનમા દર્શાવેલી નીતિની સરખામણી કરે છે, પણ આનો ન્યાય શી રીતે થાય ? જે ધર્મ ગ્રન્થો પોતેજ એક મત થઈ શકતા નથી તે અન્યોન્યને ન્યાય આપવા અસમર્થ છે, અને આ તકારારનો નિકાલ ત્યારેજ થઈ શકે કે, જ્યારે કોઈ ત્રીજી શક્તિ આ ઉભયનુ સમાધાન કરવાને સમર્થ હોય અને જો એ શક્તિ એ ધર્મગ્રન્થોની સરખામણીમાં વિશેષ સમર્થ હોય તોજ તેનો ન્યાય માન્ય થઇ શકે તેમ છે આ તૃતીય શક્તિ તે વિવેકબુદ્ધિ છે ભલે આપણે ધર્મ પુસ્તક તરફ માન અને શ્રદ્ધાથી પણ જોતા હોઇએ તથાપિ વિવેકબુદ્ધિની આવશ્યકતા જણાય છે એવુ બને છે કે અમુક ગ્રન્થ વિધર્મી પણ હોય, તે સર્વથા આપણને માન્ય પણ ન હોય, તથાપિ તેમા કોઈ બાબત જો આપણી વિવેકબુદ્ધિને માન્ય હોય તો તે આપણે માની લઇએ છીએ અર્થાત્ જે કઈ વસ્તુ આપણને વિશ્વસનીય થાય છે તે વિવેકબુદ્ધિની સમતિથીજ થાય છે હવે આ એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે બે મહાત્માઓના વચનોમાં વિરોધ જણાતો હોય તો તે વિરોધ ટાળવા જેટલી—તેમા સત્ય અને અસત્ય સમજવા જેટલી—શક્તિ આપણી વિવેકબુદ્ધિમાં છે કે નહિ ? જો આ શક્તિ આપણી વિવેકબુદ્ધિમા ન હોય તો એવી બુદ્ધિથી આ ધર્મની ભાંજગડમા છેવટનો નિર્ણય કરવાનુ કામ અશક્યવત્ છે— આવી અશક્ત વિવેકબુદ્ધિ આ પૃથક્ પૃથક્ ધર્મમાર્ગોની એકવાક્યતા કરે એ આશાજ આકાશ કુસુમવત્ છે. જો ધર્મગ્રન્થો આપણી વિવેકબુદ્ધિની કસોટીપર ન આવી શકે, અર્થાત્ આપણી વિવેકબુદ્ધિ તેમને પોતાની કસોટીપર ચ્હડાવવા અશક્ત હોય તોપછી ધર્મશાસ્ત્રોને

બીજું કશુંજ નહિ પણ માત્ર ગપાટા અને સમય પસાર કરવાના સાધનો સિવાય બીજી કઇ ઉપમા આપી શકાય ?

ધર્મ એ મનુષ્યના અંતઃકરણના વિકાસનું ફળ છે જે પ્રમાણમા અંતઃકરણ વિકાસ પામે છે તે પ્રમાણમાં ધર્મનો માર્ગ નિર્ણીત થાય છે. અર્થાત્ મનુષ્યના અંતઃકરણનો સત્યની માન્યતા પરત્વે જેવો વિકાસ હોય છે તેવીજ ધર્મભાવના રચાય છે, અને એ ન્યાયથી ધર્મ ગ્રન્થોને સપ્રમાણ ઠરાવનારા મનુષ્યના અંતઃકરણોજ છે. મનુષ્યના અંતઃકરણનો વિકાસ પુસ્તકોને અનુસરીને થાય છે એમ નથી, ત્યારે એજ ઠરે છે કે **મનુષ્યના અંતઃકરણના વિકાસને અનુસરીનેજ પુસ્તકો નિર્માણ થયાં** છે. મનુષ્યના અંતકરણની ઇચ્છા એ કારણ અને ગ્રન્થો એ કાર્ય છે જે પ્રમાણે ગ્રન્થો મનુષ્યના અંતઃકરણના વિકાસના કાર્ય છે તેજ રીતે વિવેકબુદ્ધિ પણ મનુષ્ય અંતઃકરણના વિકાસનુજ કાર્ય છે. આપણે સમજીએ કે ન સમજીએ પણ આપણા અંતઃકરણની ઇચ્છા હમ્મેશા આપણી વિવેકબુદ્ધિનેજ અનુસરવાની હોય છે, તેથી ધર્મબુદ્ધિ પણ આપણી તે વિવેકબુદ્ધિને અનુસરતી હોય એજ ઇષ્ટ અને યોગ્ય છે

વિવેકબુદ્ધિ એટલે શુ એ આપણે પ્રથમ જોવાનુ છે. સાપ્રતકાળનાં સુશિક્ષીત સ્ત્રી પુરૂષોમા તારતમ્યબુદ્ધિ–વિવેકબુદ્ધિનો અર્થ એવો સમજાતો જાય છે કે ભૌતિકશાસ્ત્રના પ્રયોગોથી વ્યવહારમા જે પ્રત્યક્ષ અનુભવ થાય તેના પ્રમાણથીજ ધર્મના સિદ્ધાન્તોને પ્રમાણ ગણવા. એજ અર્થને માન્ય રાખી આપણે આગળ વિચાર કરીએ. કોઈ પણ અમુક બાબતને આપણે લઇએ. અમુક બનાવ આપણે જોઇએ છીએ કે તરતજ તે 'શાથી અને કેવી રીતે બન્યો' એવો આપણને પ્રશ્ન થાય છે, પણ જો આપણે એમ જાણીએ કે તે અમુક નિયમ પ્રમાણેજ થાય છે તો આપણી બુદ્ધિ સંતોષ પામે છે. આ ઉપરથી

એમ સમજાય છે કે જે બનાવ આપણે જોયો તે તેવા બનાવોના સમુહ પૈકીનો એક છે. આ રીતે અમુક બનાવ ઉપર ઠરેલ બુદ્ધિ જ્યારે તેવાજ બીજા અનેક બનાવોને જુએ છે ત્યારે સતોષ પામે છે. આ ન્યાયથી વિવેકબુદ્ધિની રૂપરેખા આ પ્રમાણે હોઇ શકે. અમુક કારણનો એ પ્રકારના કારણ સમુહમાં લય થવો. કારણ સમુહ પુનઃ પોતાના કેન્દ્રમાં સમાય અને આ રીતે અમુક કારણ જ્યારે વિશ્વમય જણાય ત્યારેજ તે સત્ય છે એવી પ્રતીતિ થાય છે. આવા અનેક પ્રકારની કાર્ય પરપરાનુ પુનઃ પુન. નિરીક્ષણ કર્યા પછી આપણા મનમા અમુક પ્રકારના નિયમ બધાઈ જાય છે આ નિયમ પ્રમાણે જ્યારે અમુક બનાવ જોઇએ છીએ ત્યારે આપણને અસતોષ થતો નથી, પણ એક બનાવ એવો જોવામા આવે કે જે આપણા અત.-કરણમા નક્કી થયેલા નિયમોથી વિરૂદ્ધ છે એમ આપણને જણાય તો તેથી આપણને અસતોષ થાય છે, અને વળી એજ બનાવને માટે કોઇ એમ બતાવી આપે કે તે આપણા અત કરણની સસ્કૃતિથી વિરૂદ્ધ નથી તો આપણો અસતોષ દૂર થાય છે વૃક્ષ ઉપરથી એક ફળ નીચે પડતુ જોઈ ન્યુટનના મનમાં ક્ષોભ થયો હતો, પરતુ જ્યારે તેને એમ જણાયુ કે આમ થવામા ગુરૂત્વાકર્ષણનો નિયમ પ્રવૃત્ત છે, અને તે નિયમ તે સર્વત્ર જોઈ શકયો ત્યારે તેના મનનુ સમાધાન થયુ મનુષ્યના જ્ઞાનપરત્વે આ એક સિદ્ધાન્તજ છે. હુ રસ્તામાં કોઇ મનુષ્યને જોઉ છુ, હુ તેને મનુષ્યની જાતિ સાથે સમાન જોઉ છુ; અને આમ જાતિની સાથે સમતા જોઇ હુ નિશ્ચય કરૂ છુ કે તે મનુષ્ય છે. આ ક્રિયાઓ આપણા દૈનિક જીવનની છે, અને આપણી વિચારશક્તિ સાથે તે એટલે દરજ્જે ભળી ગઇ છે કે તેમાં થતું બુદ્ધિનુ ઉપર્યુક્ત કાર્ય આપણે જોઇ શકતા નથી, પરતુ આપણે કોઇ અત્યન્ત ઠીંગણા કે બહુજ ઉંચા માણસને જોઇએ ત્યારે આશ્ચર્ય થાય

છે, અને તે આશ્ચર્ય ત્યારેજ શમે છે કે જ્યારે આપણે એવા અનેક દ્રષ્ટાન્તો જોઇ કે વિચારી લઇએ. આ પ્રમાણે એક વાતની તૂલના અને વિચારથી આપણે અનેક વાતોની તૂલના કે વિચાર કરી શકીએ છીએ. અનેક બાબતોની તૂલના કે વિચારથી આપણે તેથી અધિક—અનેક અંશોમા અધિક વાતોનો વિચાર કરી શકીએ, અને એ રીતે છેવટે આપણે વિશ્વવ્યાપી નિયમો રચી કે વિચારી શકીએ છીએ. આ ક્રિયા આપણા મનમા સદા સર્વદા ચાલુજ હોય છે, અને આ રીતેજ અનેક વસ્તુઓના અસ્તિત્વની કલ્પના આપણા મનમા ઉદ્ભવ પામી છે આપણે એક મનુષ્યનો વિચાર કર્યો કે તેની સાથેજ આપણને એવો વિચાર થાય છે કે તે મનુષ્ય સમસ્ત મનુષ્ય સૃષ્ટિ પૈકીનીજ એક વ્યક્તિ છે તેમજ શ્વાન કે માજરનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે પૂર્વની આપણી કલ્પના વિસ્તૃત થઇ તેમા શ્વાન, માજર વગેરેનો સમાવેશ થાય છે અને આપણી કલ્પના મનુષ્ય સૃષ્ટિથી પર પ્રાણીસૃષ્ટિને પહોચે છે હવે મનુષ્ય, શ્વાન, માજર, વૃક્ષ એ વિષયનો વિચાર આવતા આપણી પ્રાણીસૃષ્ટિની કલ્પના પણ વિસ્તાર પામે છે અને આપણે જડ ચૈતન સર્વ પ્રાણીઓની સૃષ્ટિની કલ્પના કરી શકીએ છીએ આ સર્વ પ્રાણીઓ અને એવા ઇતર જડ ચેતન પદાર્થોની કલ્પનાથી આપણી સમષ્ટીની કલ્પના ઘણીજ વિસ્તાર પામતી જાય છે, અને આપણી કલ્પના વિશ્વરૂપ ધારણ કરે છે. આ સર્વ કથનનો ભાવાર્થ એજ કે જ્યારે આપણે અમુક વસ્તુનો વિચાર કરીએ છીએ ત્યારે તેની જાતિની સમાન હોય એવી અનેક વસ્તુઓનો આપણે વિચાર કરીએ છીએ. જેવી રીતે એક મ્હોટા કબાટમા અનેક ન્હાના ન્હાના ખડ હોય અને તેમા જૂદી જૂદી જાતની વસ્તુઓ ગોઠવી રાખી હોય, તેમ આપણું મન પણ એક વિશ્વવ્યાપી કબાટ જેવુ છે. તેમાં અનેક ન્હાના મ્હોટા ખડ છે, અને અનેક પ્રકારની

વસ્તુઓ તેમાં આપણે ગોઠવી રાખી છે. બાહ્ય જગતમા એકાદ વાત પર દૃષ્ટિ પડતાજ આપણને તેનો વિચાર થાય છે. વિચાર કરતા તે વાતને અનુકૂળ હોય એવા ખડના દ્વાર ઉઘડી જાય છે, અને પ્રાપ્ત વાતની તૂલનાનું કામ શરૂ થાય છે, અને તેજ પ્રકારની વસ્તુ સાથે તેની તૂલના સતોષકારક રીતે થતા આપણા મનનું મમાધાન થાય છે અને આપણે કહીએ છીએ કે પ્રાપ્ત વસ્તુ અમુક છે. પરતુ તેની તૂલના થઇ શકે એવી વસ્તુ જો આપણા મનમાંથી ન મળે તો આપણે વિચારમા કે આશ્ચર્યમાં પડીએ છીએ, અને જ્યા સુધી એવી તૂલનાત્મક વસ્તુ આપણી વિવેકબુદ્ધિ શોધી કાઢે નહિ ત્યા સુધી આપણા મનને સતોષ થતો નથી આવા અસમાધાનના મમયમા આપણી વૃત્તિ ઉશ્કેરાય છે, અને ગમે ત્યાથી પણ તૂલનાત્મક વસ્તુ શોધવાની ઇચ્છા થાય છે. જ્યારે એ વસ્તુ મળે ત્યારેજ સતોષ થાય છે. બાહ્ય વસ્તુનુ સ્વરૂપ જોઈ આપણા અતકરણથી તૂલના કરી તેની સમાન વસ્તુ આપણા અતરમા જોવી એનુ નામજ જ્ઞાન છે. ચોમાસાની ઋતુમા આકાશ વાદળોથી ઘેરાઇને ગર્જના થવા માડે છે. ત્યારે બાળકો કહે છે કે ડોશી દળે છે, કિવા રાક્ષસો યુદ્ધ કરતા પ્રહાર કરે છે, પણ આવા પ્રકારનુ સમાધાન બાળકોનેજ સતોષ આપી શકે છે. કોઇ પણ ક્રિયાને માટે શકા થતા તેનુ સમાધાન બાહ્ય પદાર્થોથી કરવામા ન આવે તો બાળકની બુદ્ધિ સતોષ પામતી નથી કારણ કે બાળકની બુદ્ધિરૂપી કબાટમા વિશેષ ખડ હોતા નથી- તેનો અધિકાર આટલાથીજ અટકે છે, પણ જેમ જેમ બુદ્ધિ ગભીર અને વિચાર કરવાને યોગ્ય થતી જાય તેમ તેમ તેને કાર્ય કારણનો આવો સબધ સતોષ આપી શકતો નથી દરેક વસ્તુનુ કારણ બાહ્ય જગતમા નથી પણ તે વસ્તુના અતરમાંજ છે, અને તે કારણ શુ છે એ ન જણાય ત્યાંસુધી ગભીર બુદ્ધિ સતુષ્ટ થતી નથી. વૃક્ષ

ઉપરથી છૂટું થયેલું ફળ નીચે કાં પડયું? એવો પ્રશ્ન જ્યારે ન્યુટનને થયો ત્યારે કોઈએ એમ કહ્યું હોત કે અદૃશ્ય રાક્ષસોએ તે નીચે પાડયું, તો ન્યુટનની ઉત્તમ બુદ્ધિને તેથી કોઇ પણ રીતે સંતોષ થાત નહિ, પણ તેનું કારણ તે ફળમાંજ હોવું જોઇએ અને જ્યારે તે ફળમાંજ એ કારણ જણાયું ત્યારે તેની વૃત્તિ આપોઆપજ શાન્ત થઇ ગઇ. ત્યારે જ્ઞાન એટલે વસ્તુનું આંતરિક કારણ શોધી કાઢવું તે સાંપ્રત વિજ્ઞાનવિદ્યા પણ એજ માન્યતા સ્વીકારી એમ કહે છે કે વસ્તુની તૂલના તેના પોતાના આંતરિક કારણ કે સ્વભાવ ઉપરથીજ થવી જોઇએ આ વિશ્વમાં જે જે વ્યવહાર થાય છે તેને માટે વિશ્વ અને તેમાંની દૃશ્ય વસ્તુઓજ જવાબદાર છે રાક્ષસો કે બાહ્ય શક્તિઓને વચ્ચે લાવવાની કશી જરૂર નથી. કોઈપણ વિજ્ઞાનવેત્તા, પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રી કે ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રીને તેનું તત્વ સમજવા કે સમજાવવા માટે બાહ્ય શક્તિઓ કે રાક્ષસોની અપેક્ષા હોતી નથી. એ વસ્તુ અને તેના કારણો શોધવામાંજ તેના કાર્યની પૂર્ણાહુતિ અને વિજ્ઞાનની ફળસિદ્ધિ છે. તેને બહાર જવાની—બહારના કારણો શોધવાની કશી જરૂર નથી આવીજ કસોટી ઉપર ધર્મને ચ્હડાવી જો તે તેમાં સલામત જણાય તોજ તે પ્રામાણ્ય ગણાય, અને માન્ય થઈ શકે એમ આજનું જગત ઇચ્છે છે. ધર્મશાસ્ત્રોએ આ કસોટીનો સ્વીકાર કરવો જોઈએ, પણ આજના ધર્મોએ અત્યાર સુધી આ કસોટીનો અનાદર કર્યો છે, અને તેથીજ ધર્મની આવી દુર્દશા થવા પામી છે. ભૌતિકશાસ્ત્રના તોપખાનાના ગોળાએ પોતાના પ્રહારોથી ધર્મરૂપી કિલ્લામાં અનેક સ્થળે મ્હોટા મ્હોટાં ગાબડાં પાડયા છે, અને તેથીજ ધર્મનો કિલ્લો આજે જર્જરીભૂત જણાય છે. ક્રિયાગત કે પદાર્થગત કારણોને શોધી તે કારણોથીજ તે પદાર્થ કે ક્રિયાની ફળસિદ્ધિ કરવી એ પદાર્થ વિજ્ઞાનના મહાનિયમનો ધર્મશાસ્ત્રોએ અનાદર કર્યો છે. ધર્મોની

પડતીનુ કારણ એજ છે ઘણાજ પ્રાચીન કાળથી—બહુધા ધર્મશાસ્ત્રની શરૂઆતથીજ—તેની એવી માન્યતા થઇ ગઇ છે કે વિશ્વનો કર્ત્તા કોઇ પ્રાણી છે કે જે વિશ્વથી સર્વથા નિરાળો છે અને વિશ્વથી નિરાળો રહી તે પોતાની ઇચ્છા અનુસાર આ જગતનું નિયમન કરે છે. આ સિદ્ધાન્તને ધર્મશાસ્ત્રોએ અનેક રીતે અને પુનઃ પુન: પ્રદર્શિત કર્યો છે, પણ જગતનુ નિયમન કરનાર જગતની બહાર હોય એ માન્યતાથી અનેક શકાઓ થવાનો સભવ રહે છે ઇશ્વર એક બાહ્ય પ્રાણી હોવા છતાં ધર્મશાસ્ત્રો તેને સર્વશક્તિમાન અને દયાળુ પણ કહે છે હવે પ્રશ્ન એ થાય છે કે જો પરમાત્મા દયાળુ હોય અને વસ્તુમાત્ર તેની કૃતિ હોય તો આ દુખ અને દર્દ શા માટે ? મનુષ્ય અને મનુષ્યની સ્થિતિમા આમ ભેદભાવ શા માટે ? અર્થાત્ તત્વજ્ઞાન આ ભેદભાવનો ખુલાસો યથાર્થ કરી શકે છે પણ તત્વજ્ઞાનીમા પણ ઇશ્વર એક બાહ્ય પ્રાણી છે એ ધર્મનો સસ્કાર દૃઢ થઈ ગયો હોવાથી તે એમ કહે છે કે કર્ત્તા તો નિરાળો છે, તેને વસ્તુની કૃતિ સાથે સબધ છે સ્થિતિ સાથે નહિ, અને તેથી આ અસમાનતા દુ:ખ વગેરેનુ કારણ વસ્તુ પોતેજ છે, પણ દરેક વસ્તુ જો પરમાત્માએ નિર્માણ કરી હોય, અને તે પરમ દયાળુ હોય તો અસમાનતા અને તજ્જન્ય દુખ કેમ સભવે ? આ પ્રશ્નનુ નિરાકરણ થતુ નથી સ્વાભાવિક રીતેજ તેને એવો ઉત્તર આપવો પડશે કે ઇશ્વર ઇચ્છા—ઇશ્વરની મરજી પણ માનતા સર્વત્ર અવ્યવસ્થાજ થાય છે અને પરિણામે પરમેશ્વરને માટે પણ શકા ઉત્પન્ન થવાનું કારણ ઉપસ્થિત થાય છે. જગતથી બાહ્ય—નિરાળો—રહેનાર પરમાત્મા આ જગતના અંતરમા વ્યવસ્થા રાખી શકે એ અશક્ય છે. જેમ વૃક્ષ ઉપરથી ફળ નીચે પડવાનુ કારણ અદ્રશ્ય રાક્ષસો છે એ વાત માન્ય ન કરતાં તેનુ આંતરિક કારણ શોધવાથીજ વિજ્ઞાનશાસ્ત્રની ઉન્નતિ થઇ તેજ ન્યાયથી ધર્મશાસ્ત્રોએ પ્રભુની કૃતિમાં

અસમાનતા અને દુઃખનુ કારણુ–વિશ્વ સમસ્તનુ કારણુ–વિશ્વથી બહાર છે એમ માનવાથીજ ધર્મની અવનતિ થઇ છે.

બીજો એક સિદ્ધાન્ત જે ઉપર્યુક્ત માન્યતા સાથે સબધ ધરાવે છે, અને જેનાથી ઉપર્યુક્ત માન્યતા વધારે સ્પષ્ટ થાય છે તે ઉત્ક્રાન્તિવાદ છે. ઉત્ક્રાન્તિવાદની ભાવના "દરેક વસ્તુની ઉન્નતિ અને પ્રગતિનું કારણુ તે દરેક વસ્તુના ગર્ભમા છે" એ માન્યતા ઉપર અવલબે છે ઉત્ક્રાન્તિવાદના સમગ્ર તત્વનો અર્થ એજ છે કે વસ્તુનો અતરભાગ–વસ્તુ પોતેજ–પ્રગતિમાન છે. અર્થાત્ ક્રિયા એ કારણુનુજ એક ભિન્ન સ્વરૂપ છે, વૃક્ષ એ બીજનુજ એક દૃશ્ય સ્વરૂપ છે, અને વૃક્ષની સઘળી શક્તિઓ બીજમા હોય છે. આ સમસ્ત વિશ્વ એક રચના કે કૃતિ કરતા અમુક વસ્તુની ઉત્ક્રાન્તિ કહેવાવાને વધારે યોગ્ય છે. સ્વલ્પમા કહીએ તો દરેક કાર્ય સયોગો અનુસાર ઉદ્ભવેલા કારણુનુ પુનઃ ઉદ્ભવેલુ સ્વરૂપ છે, અને આજ ન્યાયે આ સમસ્ત વિશ્વમાં વિહાર કરતી દરેક વસ્તુ, દરેક પ્રાણી, દરેક મનુષ્ય, કાર્ય કારણુની પરપરાથી ઉત્ક્રાન્તિના માર્ગમા ગતિમાન છે તેના કર્તા કે કારણુને માટે તેમજ તેમા થતા ફેરફારો માટે આપણે બહાર શોધવાની જરૂર નથી કોઇ પણ વસ્તુનુ કારણુ બહાર કે નિરાળુ નથી, પણ તે વસ્તુના અતરમાજ છે. આ ઉત્ક્રાન્તિવાદની ભાવના પણ ધર્મની દિવાલોમા ગાબડા પડવાનુ કારણુ છે. જે ધર્મોએ ઈશ્વરને એક મહાન પ્રાણીમાજ સમાવી દીધો છે–જે ધર્મો એથી વધારે આગળ નથી વધી શકયા તે ઉત્ક્રાન્તિના બુદ્ધિવાદની સામે ટકવાને અસમર્થ છે, અને તેમના કિલ્લાની દીવાલો ભાગી જાય એ પણ અસ્વાભાવિક નથી.

કોઇ એવો ધર્મ પણ હોઇ શકે કે જે ભૌતિકશાસ્ત્રજન્ય ઉપર્યુક્ત ઉભય તત્વોની દ્રષ્ટિથી આપણી જીજ્ઞાસાને તૃપ્ત કરી શકે ? હુ માનુ છુ કે એવો ધર્મ હોઇ શકે. આપણે ઉપર સમતાવાદ અર્થાત્

એકજ વસ્તુ કે ક્રિયાને જોઈ તેવાજ પ્રકારની ક્રિયા કે વસ્તુ જે આપણા મનરૂપી કબાટમા હોય તેની સાથે તૂલના કરી આપણી વિવેકબુદ્ધિને સતુષ્ટ કરવાની પ્રવૃત્તિનો વિચાર કરી ગયા છીએ. ધર્મ એવો હોવો જોઇએ કે જે આ પ્રવૃત્તિને સતુષ્ટ કરે. આની સાથેજ ઉત્ક્રાન્તિવાદની દ્રષ્ટિથી પણ આપણા મનનુ સમાધાન થવુ જોઇએ. ધર્મની ભાવના એવી હોવી જોઇએ કે જે સમતાના અમુક ક્ષેત્રમા સમાઇ ન જાય અને વિશ્વવ્યાપક સમતાથી પણ વિશાળ થઇને એક એવા તત્વને એ ભાવના સ્પર્શ કરવી જોઇએ કે જે આ સમસ્ત વિશ્વનુ મૂળ—આદિ કારણ હોય. એ કારણ એવુ હોવુ જોઇએ કે જેનો સ્વભાવ હલકામાં હલકી કૃતિ સાથે પણ બધબેસ્તો થાય આ ઉચ્ચતમ—અદ્વિતીય અને મૂળ કારણ એવુ હોવુ જોઇએ કે દૂરથી દૂર આવેલી વસ્તુમા કે પ્રાણીમા પણ વ્યાપક હોઈ શકે. જે પ્રાણી કે વસ્તુમા તે ન્યુન અશમાં પ્રકાશમાન હોય તે વસ્તુ પણ જેમ જેમ સૂક્ષ્મ થતી જાય, તેમ તેમ તે કારણ વધારે પ્રકાશમાન થતુ જાય—થતું દેખાય—એનુ નામ ઉત્ક્રાન્તિવાદ છે વેદાન્તમતનો બ્રહ્મ આપણી આ વ્યાખ્યાને વાસ્તવિકરીતે બધબેસતો છે એ બ્રહ્મભાવનાને ઓળગી શકવા મનુષ્યની બુદ્ધિ અસમર્થ છે તે બ્રહ્મ નિર્ગુણ છતાં પણ સત્, ચિદ્ અને આનદ રૂપ છે તે સચ્ચિદાનદ છે. 'સત્' એટલે સર્વકાળ એક સરખી સ્થિતિમા અસ્તિત્વમાં રહે તે, ચિદ્ એટલે જ્ઞાન—ચૈતન્ય, અને આનદ એટલે નિરાતિશય સુખ જગતમાં દ્રશ્ય થતી વસ્તુઓમાં જે નામ અને રૂપ રહેલા છે તે નામ અને રૂપ નાશ પામે તોપણ તેનુ અસ્તિત્વ રહે છે એમ ભૌતિકશાસ્ત્રે સિદ્ધ કર્યુ છે. Nothing is lost કોઈ વસ્તુનો કોઇ પણ કાળમા સર્વથા નાશ થતો નથી. ફક્ત રૂપાતરજ થાય છે, અને દ્રશ્ય નામ અને રૂપનો નાશ થાય તોપણ કોઇને કોઇ પ્રકારતું અસ્તિત્વ તો રહે છેજ, પરંતુ

આ અસ્તિત્વને અમુક પ્રકારનુ અસ્તિત્વ છે એમ ન કહેવાય, તેમજ આ અસ્તિત્વની તૂલના સમતાપરત્વે પણ આગળ જઈ શકે તેમ નથી અર્થાત્ તે સર્વમાં સમાન છે. અસ્તિત્વની કલ્પનામાં આ છેવટની પાયરી છે. બ્રહ્મનુ બીજુ સ્વરૂપ જ્ઞાન છે. અત્રે જ્ઞાનનો અર્થ આપણે વ્યવહાર પરત્વે કરીએ છીએ તેવો સમજવાનો નથી. જ્ઞાન એટલે અસ્તિત્વની જાણ થાય તે. જેવી રીતે અતિમ સ્વરૂપનુ અસ્તિત્વ નામ કે રૂપથી અતીત છે તેજ પ્રમાણે અતિમ સ્વરૂપનુ જ્ઞાન પણ કલ્પનાતીત છે, વસ્તુનુ નામ કે રૂપ નાશ થતાં પણ અસ્તિત્વ વિદ્યમાન છે આવુ જે જ્ઞાન તેજ બ્રહ્મનુ મિશ્ર સ્વરૂપ છે. જેટલા પ્રમાણમા આપણે સમજી શકીએ કે નામરૂપ નાશ થતાં પણ અસ્તિત્વ રહે છે, તેટલાજ પ્રમાણમાં આપણુ જ્ઞાન ખીલેલુ છે. જેમ જેમ આ જ્ઞાનના માર્ગમા આપણે આગળ વધીએ છીએ તેમ તેમ આપણને આ વિશ્વના ઐક્યની પ્રતીતિ વધારે ને વધારે થતી જાય છે સાંપ્રત ભૌતિકશાસ્ત્રનો સર્વ પ્રયત્ન છેવટે એજ નિર્ણય કરે છે કે આપણે ભૌતિક રીતે, માનસિક રીતે અને અધ્યાત્મિક રીતે એકજ છીએ. નામ અને રૂપથી પર એવા મન અને આત્મામા આપણે કદાચ એક હોઈએ તોપણ આપણા શરીરો તો પ્રત્યક્ષ ભિન્ન ભિન્ન દેખાય છે એમ શકા થવાનો સભવ છે. આપણે શરીરથી પણ એકજ છીએ એ વાત નિર્વિવાદ છે. તકરારને ખાતર આપણે માની લઇએ કે આપણે સર્વ જડવાદી છીએ, તો આપણે એવા અભિપ્રાય ઉપર આવવુ પડશે કે આ સમગ્ર વિશ્વ અણુઓ અને પરમાણુઓનો એક સાગર છે, અને આપણે તેમાના તરગ (મોજા) જેવા છીએ જ્યારે વાયુ વાતો રહી જાય છે ત્યારે આ વમળનુ રૂપ નાશ પામે છે અને તે સાગરરૂપમા ફેરવાઇ જાય છે. આજે જે પરમાણુંઓ મ્હારા શરીરમાં છે તે થોડા વરસ પહેલાં તમારા શરીરમાં, સર્પમાં, પથ્થરમા કે કોઇ વૃક્ષમા પણ હોય ! આ

પરમાણુઓની આ ફેરફારી એક નિયમરૂપજ હોવાથી તમારા અને મ્હારા શરીરમા એકતાનો નિયમ પ્રવૃતતો હોઈ તે એક છે એમ સાબીત કરે છે. તેજ રીતે વિચારો પરત્વે પણ સમજવાનુ છે. વિશ્વમા વિચારોના મૂળ તત્વરૂપ એક મહાસાગર છે જેમાં તમારાં અને મ્હારાં મન જળમાંના વમળરૂપ છે. શુ તમે હમણાંજ તેનો પ્રત્યક્ષ અનુભવ લઈ શકતા નથી ? તમારા વિચારો મ્હારા વિચારોમાં પ્રવેશે છે અને મ્હારા વિચારો તમારા મનમાં પ્રવેશ પામે છે. આ રીતે વિચારમા પણ આપણે એકજ છીએ એમ નિઃસન્દેહ ઠરે છે. એજ રીતે આત્માનો વિચાર કરતાં પણ આપણે એકજ છીએ. આત્માજ શરીર અને મનનુ—જડ અને ચેતનનુ—કારણ છે, અને શરીર તથા મન જો એકજ હોય તો આત્મા પણ એકજ હોવો ઘટે છે. જેને 'આત્મા છે' એવો વિશ્વાસ નથી તેને માટે તત્વ ચિન્તનનો આ પ્રસગ નથી, પણ જેઓ આત્માની હસ્તી માનતા હશે તેમને તો હવે નિઃસશયપણે જણાશે કે આપણે શરીરમા, મનમાં અને આત્મામા એક અને એકજ છીએ. આ ઐક્યતા—વિશ્વ સ્વરૂપની એકતા—સાધવાનેજ વિવિધ પ્રયોગોદ્વારા આજે ભૌતિકશાસ્ત્ર મથન કરે છે. અભિમાનથી જેનુ મસ્તિક ઉંચુ છે એવો એક મનુષ્ય અને રેતીમા એક પેટે ચાલતું જન્તુ ઉભય સમાનજ છે—એકજ છે. તેમા મહાન ભેદ છે એવી સમજણુ તે ભ્રમણાજ છે. એ અભિમાની મનુષ્ય પણુ એકવાર એ જન્તુની સ્થિતિમાં હશે, અને તેમાથી અનેક જન્મો ધારણુ કરી જ્ઞાન અને અનુભવ મેળવી તે આ સ્થિતિને પ્રાપ્ત થયુ છે. આ પ્રમાણે જગતમા—દૃશ્ય વસ્તુ માત્રમાં—એકજ સ્વરૂપનુ દર્શન કરવુ અને એ રીતે આપણે પોતે પણુ એ અનત સ્વરૂપના અશ છીએ એવો અનુભવ કરવો એ મનુષ્યના જ્ઞાનનો પરમાવધિ છે. આપણે જે કઈ શીખવાનુ છે તે એજ છે. આપણેજ ઉચ્ચતર તત્વ સાથે એક છીએ એમ નથી;

કીટ, પતંગ અને જંતુઓના જીવનમાં પણ એજ તત્વનો પ્રવાહ વહે છે અને વાસ્તવિકમાં તેમની સાથે પણ આપણું ઐક્ય છે. સાપ્રત કાળમાં ભૌતિક–વિજ્ઞાનશાસ્ત્રોના મંથનથી સત્ય સમજાવા લાગ્યુ છે. આથી ધર્મને એક મહદ્ લાભ થયો છે. વેદાન્તશાસ્ત્રનુ શિક્ષણ ભૌતિકશાસ્ત્રના શિક્ષણ કે પ્રયોગોથી વિરૂદ્ધ નથી. વેદાન્ત કહે છે કે આત્માજ આ અનંત વિશ્વનુ આદિ કારણ છે, આત્માજ આત્માનુ કારણ છે. તમારા જીવનનુ આદિ કારણ પણ તેજ છે. વેદાન્ત કહે છે કે **तत्वमसि** તે તુ છે, અર્થાત્ તે પરમાત્મા અને તમે (જીવાત્મા) ભિન્ન નથી. આ વિશ્વરૂપથી આપણે ભિન્ન નથી જે આ સિદ્ધાન્ત જાણે છે, જે આ અભેદ ભાવનો અનુભવ કરી શકે છે તે મનુષ્યજ આનંદનો ભોક્તા થઈ શકે છે.

વેદાન્તતત્વ વિવેકબુદ્ધિને સમતાવાદની ઉચ્ચત્તમ દૃષ્ટિથી તેમજ ઉત્ક્રાન્તિવાદના નિયમથી, ભૌતિકશાસ્ત્રવાદીઓની ભાવનાઓને સંતુષ્ટ કરી શકે છે. વેદાન્તનુ તત્વજ્ઞાન સ્પષ્ટ રીતે સમજાવી શકે છે કે દરેક વસ્તુનુ કારણ તેના પોતાનામાંજ છે, અને પોતાની તૂલના પણ તે વસ્તુ પોતેજ કરી શકે છે. વેદાન્તના પરમાત્મા, સર્વને પોતામા સમાવી શકે છે તેનાથી પર (બાહ્ય) હોય એવુ કશુંજ નથી. તે સર્વત્ર છે, સર્વવ્યાપક છે, એટલુંજ નહિ પણ તે સર્વમય છે. પુરુષમાં, સ્ત્રીમા અને અભિમાનથી ઉંચુ મસ્તિક કરી યુવાનીના જોરમાં ઉભરાતા યુવાન પુરૂષમા પણ તેનોજ નિવાસ છે. તેનોજ આપણે અનુભવ કરીએ છીએ. તેનામાજ આપણે જીવીએ છીએ–હરીએ ફરીએ છીએ અને તેજ આપણું અસ્તિત્વ છે. બાઇબલના જુના ગ્રન્થ (Old Testament) મા એજ ભાવનાનુ નિરૂપણ છે. બાઇબિલનો એ ભાગ પરમાત્માને વિશ્વનુ આદિ કારણ–પ્રાણી પદાર્થ માત્રનુ આદિ કારણ દર્શાવે છે. પરમાત્મા પોતેજ આ વિશ્વરૂપ થઈ વિહાર કરે

છે. તમે, હુ અને સર્વ પ્રાણીઓ સત , ચિદ્ અને આનદના મહાસાગરરૂપ પરમાત્મામાં ન્હાનાં બિન્દુઓરૂપે, પાણીના અણુઓરૂપે કે પાણીના તરગોરૂપે નિવાસ કરીએ છીએ. ત્યારે ભેદ ક્યા રહ્યો ? મનુષ્ય અને મનુષ્યનો, દેવ અને દાનવનો, મનુષ્ય અને ઇતર પ્રાણીઓનો, પ્રાણીઓ અને વૃક્ષાદિ વનસ્પતિ સૃષ્ટિનો, વનસ્પતિ સૃષ્ટિ અને પાષાણુ આદિ જડ સૃષ્ટિનો ભેદ તેમના મૂળતત્વમાં નથી–તેમના આદિ સ્વભાવનો વિચાર કરવામા આવે તો તે એકજ છે દેવથી તે જડ પદાર્થના એક પરમાણુ પર્યન્ત સર્વ પ્રાણી પદાર્થ પ્રભુરૂપી અનન્તસાગરના ઉચ્છ્વાસરૂપજ છે ઉત્ક્રાન્તિમા સ્થિતિ પરત્વે માત્ર બાહ્ય આભાસનોજ ભેદ છે અમુક મનુષ્ય આભાસ પરત્વે ઉચ્ચ હોય, અમુક નીચ મનાય પણ તેનુ મૂળ તપાસવા જઇએ તો તેઓ એક અને એકજ છે જે એકમા છે તેજ અન્યમાં છે. એકમા તે વધારે પ્રકાશે છે, બીજામા અજ્ઞાનથી આવૃત્ત છે. જેને પાશ્ચાત્ય દેશમાં જન્મનો હક્ક (Birth right) કહે છે તે ઉભયને સમાન છે.

જે સ્થિતિમા તે વધારે પ્રકાશે છે તે સ્થિતિ સચ્ચિદાનદની સમીપ છે જે સ્થિતિમા તે તદ્દન આવૃત્ત દશામા છે તે સ્થિતિ સચ્ચિદાનદથી બહુજ દૂર છે પણ સમીપ જવાનો તેનો હક્ક કોઇથી લૂટી શકાતો નથી તે ચાહે તો હમણાંજ સચ્ચિદાનદની સમીપ છે, એમા બહારના પ્રમાણુની આવશ્યકતા નથી બહાર જવાની જરૂર નથી. આ વિશ્વમા જે જે વસ્તુ આપણી દષ્ટિએ પડે તે સર્વ તેનુ પોતાનુજ સ્વરૂપ છે અત્રે ફરી કોઈ શકા કરશે કે ત્યારે શુ જડ પરમાણુઓનો સમુહ એજ તમારો પરમાત્મા છે ? નહિ તેમ નથી. જડ વિશ્વમાં પણ પરમાત્મા છે ખરો, પણ તે જડરૂપ છે એમ સમજવામાં ભૂલ છે. આપણે જે ઇન્દ્રિયોથી જડ જગતને જોઇએ છીએ તે ઇન્દ્રિયોના સ્વભાવથીજ પરમાત્મામા જડ જગતનું આરોપણુ થાય છે.

પરમાત્મા સર્વત્ર ઓતપ્રોત ભરપૂર છે—સર્વત્ર પ્રકટ છે. ઇન્દ્રિયોમા તેને જોવાની શક્તિ નથી તેથીજ તે તેનુ વાસ્તવિક રૂપ તે જોઇ શકતી નથી. બાહ્ય ઇન્દ્રિયોની ક્રિયાને શાન્ત કરી મનદ્વારા તેનાં દર્શન કરતા તે મનોમય ભાસે છે મનથી પણ પર જઈ ચૈતન્યમા સ્થિત થઈ તેના દર્શન માટે પ્રયત્ન કરવામા આવે તો તે કેવળ ચૈતન્ય રૂપ ભાસે છે કહેવાનુ તાત્પર્ય એજ છે કે પરમાત્મા જડપદાર્થ રૂપ નથી પણ જડમા જે સત્યનો અંશ છે તે તેજ છે. દાખલા તરીકે હુ અંધકારમાં ઉભો હઉં અને મને એવો ભાસ થાય કે મ્હારી સમીપમા કઇંક છે પણ દિવો પ્રકટાવી જોતા મને નિશ્ચય થયો કે તે તો એક ખુરસી છે આ ઉદાહરણમા ખુરસી છે તેનો અનુભવ કરવા માટે બે સાધનોની અપેક્ષા છે, અહી કંઈક છે એ એક સાધન છે, અને પ્રકાશથી આ અમુક પદાર્થ છે આમ નિશ્ચય કરવો તે બીજુ સાધન. પ્રથમ સાધનદ્વારા પદાર્થના અસ્તિત્વનો બોધ થાય છે, બીજા સાધનદ્વારા તે સ્વરૂપ કેવુ છે, તેમા શા શા ગુણો છે વગેરેનો નિશ્ચય થાય છે. આ નિશ્ચય ઇન્દ્રિયોદ્વારા થાય છે, અને ઇન્દ્રિયોનો એક એવો સ્વભાવ છે કે કોઈ પણ વસ્તુમા નામ અને રૂપનુ આરોપણ કર્યા વિના તેની ઓળખાણ પડી શકતી નથી એજ પ્રમાણે પરમાત્માના સ્વરૂપમાં પણ અનેક પ્રકારના આરોપણ કરી આપણે ખુરસી, ઘર, ચન્દ્ર, સૂર્ય અને તારા વગેરે પદાર્થો ઉત્પન્ન કરીએ છીએ

मया तत मिदं सर्वंजगदव्यक्त मूर्त्तिना

मत्स्थानि सर्वभूतानि पश्यमे योगसैश्वरम्

भूत भृन्नच भूतस्थो ममात्मा भूत भावनः

આવી પરમાત્માના સ્વરૂપની વ્યાપ્તિ છે અહી એક પ્રશ્ન થવાનો સભવ છે કે આપણને પદાર્થોનો બોધ એકજ રીતે થાય છે જેમકે

અમુક ખુરસી, અમુક ઘર, અમુક ચન્દ્ર, તેનુ કારણુ શુ હોઈ શકે? આનો પ્રત્યુત્તર આ પ્રમાણે છે. આપણુને ચન્દ્ર, ઘર, ખુરસી વગેરે એકજ પ્રકારે દેખાય છે તેનુ કારણુ આપણો અધિકાર છે જેમ મનુષ્યને—અન્યોઅન્યને આપણે મનુષ્યરૂપે જોઈએ છીએ તેવીજ રીતે આપણા અધિકારને લઈ ખુરસી ઇત્યાદિ વસ્તુઓને પણ આપણે તેમના દશ્ય સ્વરૂપમા જોઇએ છીએ, પણ એજ વસ્તુઓમા આપણે જોઈ શકીએ તે કરતા કઇક વિશેષ જોનારા મનુષ્યો છે, અને તમને જે દેખાય છે તે આપણે જોઈ શકતા નથી. જે સાગર આપણુને એક અણુ, પરમાણુ કે તરગના સમુહરૂપ જણાય છે તેજ સાગર બાણભટ્ટ જેવા કવિને રસિકતાના કેન્દ્રરૂપ જણાય છે. એક સ્ત્રીનુ મુખ આપણુને પચભૂતાત્મક જણાય છે પણ તેના પ્રિયતમને તેમા કઇક ઓરજ અલૌકિકતાનો ભાસ થાય છે, અને એજ રીતે આપણો-અધિકાર ઉચ્ચ થતા એકજ વસ્તુ જે આપણે સામાન્ય જોતા હતા તેમા પછી કઇકિ ઓરજ તેજ જણાય છે. જેને આપણે હમણા જડ પથ્થર તરીકે જોઈએ છીએ તેનેજ જ્ઞાન થતાં આપણે પરમ ચૈતન્યની મૂર્તિરૂપ જોઈએ છીએ પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રે પણ એમ સિદ્ધ કરી આપ્યુ છે કે વસ્તુનુ સ્વરૂપ જડ નહિ પણ ચૈતન્ય છે. આ સર્વ વિવેચનનો ભાવાર્થ એજ છે કે ભૌતિકશાસ્ત્રની ભઠ્ઠીમા તપાવતા સો ટચનુ સોનુ સાબીત થઇ શકે એવો જો કોઇ પણ ધર્મ હોય તો તે વેદાન્ત ધર્મ છે. તમે ગમે તે રીતે વિવેચક બુદ્ધિથી તેની પરિક્ષા કરો, તે તમને શુદ્ધ સુવર્ણરૂપજ જણાશે. સર્વવ્યાપી પરમ તત્વનો શોધ અમારા અદ્વૈત મતેજ કર્યો છે. પદાર્થમા નિવાસ કરતા—જગતમા વિહાર કરતા સર્વ વ્યાપી તત્વનો નિર્ણય સર્વાંશમા સ્પષ્ટ બીજા કોઇ પણ ધર્મે કર્યો નથી. વિશ્વનો કર્ત્તા વિશ્વથી બહાર—વિશ્વથી ભિન્ન હોય એ માન્યતા પ્રખર બુદ્ધિ કોઈપણુ કાળે માન્ય કરી શકશે નહિ. જો

પરમાત્માને વિશ્વથી ભિન્ન માનશો તો તેમાં અનેક ગુણારોપણ કરવાની આવશ્યકતા ઉભી થશે, કારણ કે ગુણો સિવાય ઉત્પત્તિ કરવાથી તેની શક્તિની સભાવના ઘટી શકતી નથી. પરમાત્માને પવિત્ર અને દયાળુ માની આપણે આ જગતમા પુણ્ય અને પાપ, સુખ અને દુ ખ, માન અને અપમાન આવા દ્વન્દ જોઇએ છીએ. આ સર્વ આશ્ચર્યકારક છે વિશ્વથી ભિન્ન પરમાત્માનો અર્થ આપણે એવોજ કરી શકીએ કે આ વિશ્વમા સદ્‌ગુણ, સદાચાર, સુખ ઈત્યાદિનો જે સમુહ છે તેજ આપણો પરમાત્મા છે તે દુર્ગુણી નથી, ચોર નથી, વિશ્વાસઘાતી નથી, એમ આપણે કહેવુ પડશે જેમ સદ્‌ગુણ પરમાત્મામાથીજ ઉદ્‌ભવે છે અને સદ્‌ગુણી પરમાત્માને પ્રિય છે એ વાત માની લેવામા હરકત નથી, તેમજ દુર્ગુણ કે જે જગતમા વિશેષ કરીને જણાય છે તેનો ઉદ્‌ભવ ક્યાથી થયો, એ પણ એક આવશ્યકીય પ્રશ્ન છે, અને આ પ્રશ્નનો ઉત્તર પણ પરમેશ્વરને વિશ્વથી ભિન્ન માનનારા લોકો આપે છે તેઓ સેતાન નામની એક બીજી શક્તિને ઉપસ્થિત કરી તેને દુર્ગુણોત્પાદક શક્તિ-રૂપે બતાવે છે સદ્‌ગુણ અને દુર્ગુણ ઉભય છે અને પરમાત્મા જે પવિત્ર છે તેમા દુર્ગુણ ન હોઈ શકે એવી માન્યતાથી પરમેશ્વરની સાથેજ આ પ્રમાણે સેતાનની કલ્પના ઉભી કરવામા આવી છે, પણ તે વાસ્તવિક નથી. આમ માનતા દયાળુ અને પવિત્ર પરમાત્માનુ સામર્થ્ય મર્યાદિત અને બધનયુક્ત—પરતત્ર જણાઇ આવે છે પરમા-ત્માને તેના ખરા સ્વરૂપમા જોવા માટે આ ઉભય પ્રકારના ગુણોની દૃષ્ટિરૂપી ભ્રમણાનો ત્યાગ કરવાની જરૂર છે, અને આવી ભાવનાથી વિચાર કરતા આપણે જાણી શકીશુ કે સદ્ અને અસદ્ એ પૃથક શક્તિઓ નથી પણ વસ્તુતાએ એકજ શક્તિના ભિન્ન દૃશ્ય સ્વરૂપો છે.

ખરી રીતે સદ્ અને અસદ્‌નું દર્શન થવું એજ ભ્રમણા છે આ ભેદ વાસ્તવિક રીતે નથીજ. આપણી દૃષ્ટિના દોષથીજ તે ઉત્પન્ન

થવા પામ્યો છે. અમુક સારૂ અને અમુક નરસું, અમુક પ્રિય અને અમુક અપ્રિય; આ ભાવના રૂઢ થવાથી મનુષ્ય સમાજને ભયંકર નુકશાન ખમવુ પડયુ છે. સારૂ અને નરસું એ ભિન્ન છે અને નિરન્તર ભિન્નજ રહેવાનાં, અગર રહેવાં જોઇએ એ કલ્પનાજ આપણામા અનેક પ્રકારના ભેદની કારણભૂત થઈ છે. અમુક વસ્તુ અનતકાળ પર્યન્ત સારીજ રહેવાની અને અમુક વસ્તુ હમ્મેશાં ખરાબજ રહેશે એમ જો કોઈ મને સાબીત કરી આપે તો હુ તેને હજારોવાર પ્રણામ કરૂ. શુ અમુક વસ્તુ કિવા પરિસ્થિતિ હમ્મેશાં તેવી ને તેવી રહેશે, એમ છાતીપર હાથ રાખી કોઇ કહી શકે તેમ છે? આજે જે વસ્તુ આપણને પ્રિય અને સારી લાગે છે તેજ કાલે પરિસ્થિતિમા પરિવર્તન થતા આપણને અપ્રિય અને અશુભ જણાય એ શું સ્વાભાવિક નથી? તેમજ આજે જે અપ્રિય અને અશુભ દેખાય છે તેજ કાલે શુભ અને પ્રિય દેખાવાનો પૂરેપૂરો સંભવ નથી? તમે જેને ખરાબ કે અનીતિમાન કહો છો તેમની પરિસ્થિતિ મ્હારી અપેક્ષામાં કઇંક ભિન્ન પ્રકારની હોવાથીજ હુ તેમને સારા જોઈ શકું છુ; અને સારા કહુ છુ. આ સર્વ વિવેચનનો ભાવાર્થ એજ છે કે જેવી રીતે જગતની આપણે ઉત્ક્રાન્તિ જોઇ શકીએ છીએ તેમજ શુભ અને અશુભ વ્યક્તિ કે પરિસ્થિતિની પણ ઉત્ક્રાન્તિ થાય છે. ઉત્ક્રાન્તિના નિયમને અનુસરીને પ્રત્યેક વસ્તુનુ પ્રત્યેક ક્ષણે રૂપાન્તર થવાનુ કાર્ય શરૂ છે, અને એ રીતે એકજ વસ્તુને તેના અમુક વિશિષ્ટ ગુણને લઇને આપણે સારી માનીએ છીએ, તેજ વસ્તુને તેના બીજા કોઈ ગુણને લીધે આપણે ખરાબ પણ કહીએ છીએ. એક પ્રચડ પવનના ઝપાટાથી એક વૃક્ષ ધસડાઇ આવી મ્હારા અમુક મિત્રને લાગે છે અને તે મરી જાય છે, તેથી તે પવન મને અશુભ લાગે છે; પણ એજ પવનના ઝપાટાથી હવામાં રહેતા અનેક ઝેરી જન્તુઓનો નાશ થાય છે અને

અનેક જણને તે ગુણકારી હોવાથી એ પવન તેમને શુભ જણાય છે. આ પ્રમાણે એકની દૃષ્ટિમાં જે શુભ જણાય છે તેજ અન્યની દ્રષ્ટિમાં અશુભ માલૂમ પડે છે. One man's food is another man's poison, એક વસ્તુ જે અમુકને ખોરાકરૂપ છે તેજ વસ્તુ બીજાના પ્રાણહારક થાય છે. આથી એમ નિ:સંશય જણાય છે કે સારૂ અને નરસુ, સુખ અને દુખ, પુણ્ય અને પાપ, એ વસ્તુમા રહેલા નથી પણ આપણી દૃષ્ટિથીજ ઉત્પન્ન થયેલા છે. જગતમા જે કઈ શુભ છે તેની સાથે પરમાત્માનો સબધ અને અશુભ સાથે દ્વેષ, આવુ પરમાત્માનુ સ્વરૂપ કલ્પતા તે સાકાર ઠરે છે વેદાન્તના નિર્ગુણ અને નિરાકાર પરમાત્માને તે ગુણાતીત હોવાથી આકારની અપેક્ષા રહેતી નથી. તે શુભ પણ નથી તેમ અશુભ પણ નથી તે ગુણ અને સ્વભાવથી પર છે. માત્ર સમજવાને ખાતર આપણે એટલુ કહી શકીએ કે જે શુભ છે તે પરમાત્માની સમીપ છે અને અશુભ છે તે તેનાથી દૂર છે.

પરતુ નિર્ગુણ અને નિરાકાર પરમાત્માને વસ્તુ માત્રમા વ્યાપ્ત માનવાથી આપણને શુ વિશેષ લાભ થવાનો સભવ છે? આપણે ત્રિવિધ તાપથી તપનારા, માયાના પ્રપંચમા ભટકનારા ને આ માન્યતાથી શો ભય થાય તેમ છે? શુ અમારા દુ:ખની નિવૃત્તિનો કોઇ ઉપાય એ ભાવનામાથી મળે તેમ છે? અમે નિર્બળ અતઃકરણના છીએ અને તેથી જ્યારે જ્યારે દુ.ખ કે વિપત્તિનો પ્રસગ ઉત્પન્ન થાય છે, ત્યારે ત્યારે મદદ માટે અમે પોકારી ઉઠીએ છીએ એ વાત ખરી, પણ આવે પ્રસગે તમારા નિર્ગુણ અને નિરાકાર પરમાત્મા અમને શક્તિ આપવા અને અમારા દુ.ખ કાપવાને સમર્થ છે? સકટ વખતે મદદ માગવાની જે અમારી ટેવ છે તે તમારા બ્રહ્મને જાણવાથી શાન્ત થઇ શકશે? આવા આવા અનેક પ્રશ્નો ઉદ્ભવવાનો સભવ છે.

આ પ્રશ્નોનો ઉત્તર એ છે કે જ્યાં સુધી મનુષ્યનુ મન દુર્બળ અને અજ્ઞાનાવૃત્ત હોય ત્યાં સુધી તેની સગુણ અને સાકાર પરમાત્માની ભાવના અવશ્ય રહેશે, પરતુ તે ભાવના પરત્વે આપણા હમણાના જનસમાજમાં જે ભોળપણ જણાય છે તે ટળી જશે, અને તે વધારે સશાસ્ત્ર–યુક્તિપૂર્વક થશે. પરમાત્માને નિ:સીમ અને સચ્ચિદાનદરૂપ માનવાથી સાકાર અને સગુણ માનનારો જનસમાજ નાસ્તિક થઈ જશે એવી ભીતિ રાખવાની જરૂર નથી, તે સચ્ચિદાનદની ભાવનામા સ્થિત થઇ સાકાર અને સગુણ પરમાત્માની ભાવનાનો વધારે શુદ્ધ અને તેથી વધારે દૃઢ સ્વરૂપમા જોઇ શકશે. આપણે જોઇ ગયા છીએ કે પરમાત્માનુ સ્વરૂપ કેવળ સગુણ અને સાકાર વિશ્વથી ભિન્ન માનવાથી વિવેકની કસોટીપર ચ્હડવાને અસમર્થ નીવડે છે પરમાત્માને નિર્ગુણ અને નિરાકાર માન્યા સિવાય સગુણ અને સાકાર પરમાત્માની સભાવના પણ અઘટિતવત્ થઇ જાય છે આપણે ઉપર જોઈ ગયા છીએ કે વિશ્વની બહાર–વિશ્વથી ભિન્ન રહી સાકાર ઈશ્વર આ દૃશ્ય જગતની ઉત્પત્તિ કરે એ ભાવના વાસ્તવિક નથી, પરતુ આ વિશ્વનો ઉત્પાદક તેનાથી ભિન્ન નહિ પણ તેના અણુ અણુમા વ્યાપક છે એ માન્યતા કબૂલ કરતા તેના પેટામા સગુણ અને સાકાર ઈશ્વરની માન્યતાનો સમાવેશ કરી શકાય તેમ છે. વિશ્વ એ સજ્ઞાથી જે કઈ વસ્તુ કે વસ્તુઓનો આપણને બોધ થાય છે તે સર્વ એકજ નિરાકાર વસ્તુનાજ અનેક રૂપો છે. આપણી પાચ કર્મેન્દ્રિયોથી તેનાં જે રૂપો દેખાય છે તેને આપણે જડ જગતની ઉપાધિ આપીએ છીએ. મ્હારી પાચ ઇન્દ્રિયોથી મને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ, એ પાચ વિષયોનો બોધ થાય છે. અમુક જડ વસ્તુ જોતાં તેમાં ઉપર્યુક્ત પાંચ વિષયોનો મ્હારી પાંચ ઇન્દ્રિયોદ્વારા હું અનુભવ કરૂ છુ અને તે અમુક વસ્તુ છે એમ માનુ છુ; અગર કોઇને એ પાંચ ઇન્દ્રિયો ઉપરાત કાંઇ ઇન્દ્રિય

હોય તો તેજ વસ્તુમાં તેને કંઇક વિશેષતા જણાય એ વાત સ્પષ્ટ છે. આપણા પૈકી એકાદને વિદ્યુત નામની ઇન્દ્રિયની પ્રાપ્તિ થાય તો આ વિશાળ વિશ્વ તેને કોઈ બીજાજ રૂપમાં પ્રતિત થાય એ વાત પણ સ્પષ્ટ છે વસ્તુ એકજ છે પણ જ્ઞાન પરત્વે તે અનેક પ્રકારે ભાસે છે. અમુક વસ્તુનુ ઉચ્ચત્તમ સ્વરૂપ જોવુ એજ સગુણ અને સાકાર પરમાત્માની ભાવના છે. સાકાર ઇશ્વરની ભાવના મનુષ્ય બુદ્ધિમાં વસ્તુનુ જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિની ઉચ્ચત્તમ ભૂમિકાનુ પરિણામ છે, અને મન તથા બુદ્ધિનુ સામ્રાજ્ય જ્યાસુધી મનુષ્યમાં છે ત્યાસુધી જેમ આપણને આ ખુરસી અથવા આ દશ્ય જગતના વાસ્તવિકપણાની પ્રતીતિ થાય છે તેમજ સાકાર અને સગુણ ઇશ્વરની પ્રતીતિ પણ થવાનીજ; પરંતુ મન શાન્તિના સાગરમા ડુબી જતા—બુદ્ધિ તેમા લીન થતા અને અહંકારની ભાવના મૂળમાથી જતા આ ખુરસીનુ ખુરસીપણું અને જગતનુ જગતપણું રહેવાનુ નથી. તેજ પ્રમાણે સાકાર પ્રભુની સાકારતા—સગુણતા પણ તેમા લીન થઈ જઇ કેવળ સચ્ચિદાનદરૂપ અવશેષ રહેશે. જે ઇન્દ્રિયોને લઇને આ જગતની પ્રતીતિ થાય છે તે ઇન્દ્રિયો પોતાની સ્થિતિમાથી મુક્ત થઈ જ્ઞાનરૂપ આત્મામા લય પામતા "આ વિશ્વ છે" એમ પ્રતીતિ થવાનો પણ સભવ નથી ત્યાં સાકાર અને સગુણ પરમાત્માની પ્રતીતિ ક્યાથી થઈ શકે? જ્યા મૂળમાથીજ આ સસાર વૃક્ષની પ્રતીતિ પત્ર, પુષ્પ, ફળસહ આપોઆપ જ્ઞાનમય આત્મામા અદૃશ્ય થાય—ગળી જાય ત્યાં તેના કારણનો—કર્તાનો વિચાર ક્યા ટકી શકે? એ ન્યાયે સાકાર અને સગુણ પરમાત્માની ભાવના જો કે સત્યની ઉચ્ચ પ્રકારની ભાવના છે તથાપિ તે એક ભાવનાજ છે, તે કાંઈ શુદ્ધ સત્ય નથી. આ ભાવના નિર્ગુણ—નિરાકાર પરમાત્માની ભાવનાને અગેજ ટકી શકે છે; અને નિરાકાર ભાવનાને લઇનેજ સાકાર પરમાત્માની ભાવનામાં સત્યની પ્રતીતિ

થાય છે. સાકાર ભાવનાનું સત્ય પોતાનાજ આધારપર ટકી શકતું નથી પણ નિરાકાર ભાવનાથીજ ટકી શકે છે. 'હુ મનુષ્ય પ્રાણી છુ' એ ભાવના જેટલા પ્રમાણમાં સત્ય છે તેટલાજ પ્રમાણમાં સાકાર પરમાત્માનુ અસ્તિત્વ પણ સત્ય છે, પરતુ એ સમજવુ જોઇએ કે મનુષ્યનુ અસ્તિત્વ સત્ય છે તેમ અસત્ય પણ છે. મ્હારા આ કથનમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. આપણને તેની અનુભવથી ખાત્રી થઈ શકે તેમ છે. હમણાં જે મ્હારા રૂપ રગ દેખાય છે તે મ્હારા સજોગો અને વાતાવરણને લઇને છે. એજ મ્હારૂ શરીર જૂદા પ્રકારના વાતાવરણમા રાખી—પ્રકાશ અધકારનો ભેદ રાખી તેની છબી પાડવામાં આવે તો હમણા હુ જેવો જણાઉ તેવો તે વખતે નહિ જણાઉ, કદાચ ઓળખાઈ પણ નહિ શકુ. તેમજ હમણા તમને હું જેવો જણાઉ છુ તેવો જો તમારી નેત્ર ઇન્દ્રિયમા કઇક ફેરફાર થાય તો પણ હું નહિ જણાઉ, દાખલા તરીકે કમળાના રોગીને સર્વ પીળુજ દેખાય છે. સ્વલ્પમા વાતાવરણ અને જોનારની ઇન્દ્રિયજન્ય પ્રતીતિના જ્ઞાનપરજ અમુક વસ્તુના રૂપ અને રગની પ્રતીતિનો આધાર છે. આ બેમા કઇક ન્યૂનાધિકતા થતા મ્હારા ચહેરામાં તમને ભેદ જણાયા વિના નહિ રહે. ત્યારે એટલુ તો સાબીત થાય છે કે હમણાં મ્હારો જે ચહેરો તમે જુઓ છો તે તેવો છે કે નહિ તેની ખાત્રી નથી, પરતુ આ વિકારમય આ સશયયુક્ત મ્હારા બાહ્ય અસ્તિત્વમા એક અવિકારી તત્વનો નિવાસ છે એ વાત નિશ્ચિત છે. તે નિરાકાર છે અને તેથીજ તે સત્ય છે, કારણ કે જે વિકારમય છે તે આજે એક અને કાલે જૂદુ જણાતું હોઈ સ્થિરતાવાળું નથી અને તેથી અસત્ય છે. આ મ્હારૂ સત્ય સ્વરૂપ અનેક વેળા સજોગો અને પ્રતિભેદને લઇ પૃથક્ પૃથક્ ભાસે છે. અર્થાત્ 'હુ' જે સત્ય સ્વરૂપ નિર્વિકાર અને એક રૂપજ છુ તેમાંજ વિકારવશ ભિન્ન ભિન્ન દેખાતા

અનેક સગુણ અને સાકાર 'હું'નો તરંગરૂપે ભાસ થાય છે. પાળણામાં પડી રૂદન કરનારો "હું", બાળકની ચેષ્ટાઓ કરનારો "હું", તારૂણ્યના મદમાં છકી જઈ જગતને તુચ્છ અને અર્થશૂન્ય સમજનાર "હું" અને વૃદ્ધાવસ્થામા અન્યની મદદ માગનાર પણ "હું". 'હું'ના આ સર્વ સ્વરૂપો માત્ર એકજ, નિરાકાર અને સત્ય "હું" ના સાકાર, વિકારી અને માત્ર ભ્રમણાથી જણાતા અસત્ય તરગો છે. મ્હારૂ શરીર પ્રતિક્ષણે બદલાય છે, તેમજ મ્હારા વિચારોમા પણ અનેક તરગો ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે શરીર અને મનના પરમાણુઓ હમ્મેશા અસ્થિરજ હોય છે. આ સર્વનો વિચાર કરતા હુ એવા દૃઢ અનુમાન ઉપર આવી શકુ કે એ સર્વ બદલનારા—વિકારી—અસ્થિર સ્વરૂપોના અતરમા એકજ સ્થિર—અવિકારી તત્વ હોવુજ જોઇએ. આ અવિકારી અને અવિનાશી તત્વ હોવાને લીધેજ હું અનેક શરીર ધારણ કરૂ છુ અને અનેક વિકારોનો અનુભવ કરૂ છુ એજ પ્રમાણે અનેક રીતે—અનેક રૂપોમા દેખાતા આ વિશ્વના અતરમા પણ એકજ અવિનાશી તત્વનો નિવાસ હોવો ઘટે છે. આ વિશ્વ તરફ દૃષ્ટિ કરતા આપણને પ્રતીત થાય છે કે તેમા જે જે વસ્તુઓ જણાય છે તે પ્રત્યેક ક્ષણે રૂપાતર પામે છે, અને આ રીતે સમસ્ત વિશ્વ રૂપાન્તર પામે છે, પરતુ આ રૂપાન્તર અમુક વસ્તુની તૂલના કરવાથીજ જણાય છે. આ વિશ્વને જો એકરૂપજ માનીએ તો તેમા રૂપાંતર જણાવવાનો સભવ નથી કારણકે તેની સાથે તૂલના થઈ શકે એવી વસ્તુ નથી. દાખલા તરીકે 'ગતિ છે' એમ માની લઇએ તો તેની સાથે એમ પણ માનવુજ પડશે કે 'સ્થિર' હોય એવુ પણ કઇક તત્વ હોવુજ જોઇએ કે જે ગતિથી મુક્ત હોય. જેવી રીતે આ ખુરસી સ્થિર છે તેનુ કારણ એજ કે તે ગતિમાન છે, તેમજ ખુરસીને સ્થિર જોઇનેજ હુ મ્હારી ગતિને જોઇ શકુ છુ. ભૂમિપર પડેલા કોઈ સ્થિર પદાર્થને જોવાથીજ મ્હારામાં અને તેનામાં

અંતર હોવાની પ્રતીતિ થાય છે અને મને તેનાથી ભિન્ન ગતિમાન માનુ છું. એ રીતે વિશ્વને એક પદાર્થ માનતા તે ગતિમાન કે અસ્થિર છે એમ આપણે જોઈ શકીશુ નહિ. તેને અસ્થિર સાબીત કરવા સ્થિર એવા કોઈ પદાર્થનીજ અપેક્ષા છે. તે સિવાય તે ચળ છે એમ આપણાથી કહેવાશે નહિ, અને જો વિશ્વમા પદાર્થ માત્ર ચલિત છે એ આપણે જોઈ શકીએ છીએ તો એ પદાર્થસમુહ જેને વિશ્વની ઉપાધિ આપવામા આવે છે તે અચળ હોય એ ન બનવાજોગ છે, અને જો વિશ્વ ચલિત હોય તો **જેમ અંધકાર હોવાથીજ પ્રકાશના અસ્તિત્વનું અનુમાન થાય છે તેમ વિશ્વના અંતરમાં પણ કોઇ અચળ–નિરાકાર શક્તિ છેજ એમ સિદ્ધ થાય છે;** અને તેથી પરિણામે આપણે એવાજ અભિપ્રાય ઉપર આવીએ છીએ કે સમષ્ટિરૂપે વિશ્વ અચળ હોઈ તેજ વિશ્વ વ્યષ્ટિરૂપે પૃથક્ પૃથક્ આકારમા ભાસે છે, અર્થાત્ તે અચળ વસ્તુમાજ તૃણાદિ ક્ષુદ્ર પદાર્થોથી તે સગુણ પરમાત્મા પર્યન્તના સર્વ પદાર્થોની ભાવનાઓનો સમાવેશ થાય છે. આ દૃસ્ય વિશ્વમા સગુણ પરમાત્મા એ ઉચ્ચત્તમ શક્તિ હોવાથી તેનેજ આપણે રક્ષક, શાસન કર્ત્તા અને ઉત્પન્ન કર્ત્તા માનીએ છીએ, તેનીજ પ્રાર્થના કરીએ છીએ અને તેની પાસે મસ્તક નમાવીએ છીએ, પરંતુ એ સગુણ પરમાત્માનુરૂપ બુદ્ધિના અસ્તિત્વ સુધીજ છે. દૃસ્ય છે એનુ જ્ઞાન હોય ત્યા સુધીજ મનુષ્ય સગુણ પરમાત્માને જોઇ શકે છે, તેથી તે પણ નિરાકાર તત્વનાજ એક દૃસ્ય તરંગરૂપ છે. આ તરંગની ભૂમિકા ઉચ્ચ છે એ વાત આપણે માની શકીશું છતાં પણ તરંગ તે તરંગજ છે એ વાત ભૂલી જવા જેવી નથી બુદ્ધિના અસ્તિત્વ પર્યન્ત તેનુ અસ્તિત્વ પણ અવસ્ય રહેવાનુજ, પણ બુદ્ધિનુ શમન થતાં તે પણ સમી જશે એ નિશ્ચય છે. તમારા મ્હારા જેવા મનુષ્યો નિરાકાર પરમાત્મારૂપી સાગરના અતિ ક્ષુદ્ર તરંગો છીએ અને તેની સાથે

સરખાવતાં સાકાર પરમાત્મા એ એક પરમાત્માનો અધિક મહત્વવાળો તરંગ છે. વેદાન્તમત પ્રમાણે સર્વ મનુષ્યો પરમાત્માનાંજ રૂપ છે તે પરમાત્માને સાકાર અને સગુણ સમજવો નહિ. દાખલા તરીકે એક માટીના ઢગલામાંથી એક મ્હોટો હાથી બનાવવામાં આવે છે અને બાકીની થોડી માટીમાથી એક ન્હાનુ સરખુ ઉંદરડુ બનાવવામાં આવે છે. તે ઉંદર કોઈ કાળે પણ હાથીના રૂપને પ્રાપ્ત થઈ શકે એ સંભવિત નથી, પણ એ બન્ને આકારને પાણીમા નાખતાં ઉભય પોતાના મૂળ રૂપને પ્રાપ્ત થતા એકજ માટીરૂપે જણાય છે. કેવળ મૂળનો વિચાર કરતા—ઉપાદાન કારણનો વિચાર કરતાં તે ઉભય માટીનાજ હોવાથી એકજ છે, પરંતુ તેના આકારમાં આવતાં તે પૈકી એક હાથી અને એક ઉંદર છે અને તે ભેદ કાયમજ રહેવાનો. તેજ રીતે અચળ પરમાત્મા અથવા 'બ્રહ્મ' તે આપણે ઉદાહરણમા જણાવેલ માટીની જગ્યાએ છે. સગુણ પરમાત્મા અને આપણે સર્વ તેમાથી ઉત્પન્ન થયા છીએ. સગુણ પરમાત્માની શક્તિમાં આપણા પ્રમાણમા મહદ્ હોઇ તે શાસન કર્ત્તા અને રક્ષક થાય છે અને આપણે તેના દાસ થઇએ છીએ જેવી રીતે માટીના હાથી અને ઉંદર ફરી માટીરૂપ ન થાય ત્યા સુધી તેમના મહત્વમા ભેદ રહે છે તેમજ આપણે દેહધારી મનુષ્ય છીએ ત્યા સુધી સગુણ પરમાત્માનો આપણા સ્વામી તરીકે અને આપણો મનુષ્યોનો તેના દાસ તરીકેનો સંબંધ કાયમ રહેશે. આ સર્વ વિવેચન ઉપરથી તમારા લક્ષમા આવી શક્યુ હશે કે જ્યા સુધી આ વિશ્વનું અસ્તિત્વ છે ત્યાં સુધી સગુણ પરમાત્માનુ અસ્તિત્વ પણ રહેશેજ. વેદાન્ત મતના પ્રચારથી તેની પૂર્વેના ધર્મોને કોઈ પણ પ્રકારે હાની થવાનો સંભવ નથી. એવો તો જગત અને પરમાત્માનો સંબંધ મૂળમા વધારે શુદ્ધ થઈ વધારે દૃઢ થશે. આપણી પોતાની બુદ્ધિને સંતુષ્ટ કરવા પણ વેદાન્તમતનો ઉત્તમ રીતે અભ્યાસ કરવો અવશ્યનો છે. આપણે જોઈ ગયા છીએ કે અનેક

વસ્તુઓના કાર્ય કારણ ભાવ તપાસી એક કાર્ય અને તેના કારણની ઘટના કરવી એ વિવેચક બુદ્ધિનો સ્વભાવજ છે; અને તેથી આ બુદ્ધિને સંતુષ્ટ કરવા માટે પણ નિર્ગુણ બ્રહ્મના સિદ્ધાન્તનું અવલોકન ખૂબ બારિકીથી કરવાની જરૂર છે. આ પ્રમાણે આપણે નિર્ગુણ બ્રહ્મને સમજવાથી સગુણ બ્રહ્મની ઉપાસનાનો ત્યાગ કરી દઇશુ એમ નથી. નિરાકાર પરમાત્માને સમજવાથી સગુણ પરમાત્માની ઉપાસનામા આપણે ઉલટા વધારે શુદ્ધ અને વધારે દૃઢ થઇશુ. આપણી સાંપ્રત ઉપાસના પદ્ધતિ કેટલી દોષવાળી છે તેનો વિચાર કરતાં આશ્ચર્ય થાય છે. આપણે કેટલીવાર દયાળુ અને પવિત્ર પરમાત્માની ઉપાસના કેવળ આપણી ક્ષુદ્ર વાસનાઓની તૃપ્તિને માટેજ કરીએ છીએ—આપણે શાબ્દિક આડબર કરીએ છીએ, પ્રાર્થના, ઉપાસના ઇત્યાદિ સુદર શબ્દો આપણે એ યાચનાને માટેજ વાપરીએ છીએ; પણ તેના ઉડાણમાં ઘૂમી રહેલી વાસનાઓને પ્રકટ કર્યા સિવાય આપણે બીજું કશું પણ કરતા નથી. પ્રાર્થના કે ઉપાસનાનાં સુદર નામો આપવાથી કાંઈ આપણી વાસનાજન્ય યાચનામા રૂપાન્તર થતું નથી. વેદાન્તના પરમાત્માને જાણવાથી આપણે પ્રાર્થનાને નામે યાચના કરવાના મૂર્ખ કાર્યથી વિમુક્તજ રહીશુ. વેદાન્તમત પ્રમાણે બ્રહ્મની ભાવનામા ઉપાસક અને ઉપાસ્યનો ભેદજ રહેતો નથી. અન્ય ધર્મોનો વિચાર કરતાં તે પૈકી કેટલાકોએ પરમાત્માની વિભૂતિની પૂજા કરવાનો બોધ કર્યો છે તે પણ અવાસ્તવિક નથી. વળી કેટલાક પથોમાં સત પુરૂષોની પૂજા કરવાનુ જણાવ્યુ છે, તે પણ યોગ્યજ છે, પણ પરમાત્માની પ્રાર્થના કરવી એ એક પ્રકારે મૂર્ખાઇજ છે. સર્વ સામર્થ્યવાન પાસે જઇને કહેવુ કે ઓ પ્રભુ! "વરસાદ સારો થાય તેમ કરજે," "શુદ્ધ પવન આપ", કિંવા "મ્હારા બગીચામાં સારાં ફળ ફળાદિ થાય તેમ કર," આ કેટલી ક્ષુદ્ર ભાવના છે? આના કરતાં

તો સંતજનોની ઉપાસના કરવી એજ બહેતર છે, કારણ કે સતો આપણા જેવાજ દેહધારી હોવાથી તેમની મદદ માગવી એ વધારે લજ્જાસ્પદ નથી, પરંતુ વિશ્વના શાસનકર્ત્તા મહાન અને ન્યાયી પ્રભુની પાસે જઇને કહેવુ કે, "ઓ પ્રભુ ! મ્હારૂ ગળુ દુઃખતું બંધ કરો." એ પ્રલાપ કેવળ હાસ્યાસ્પદ છે. અનેક સત પુરૂષોનાં જીવન પણ તમારા જેવાજ હતા, તમારા જેવાજ વાતાવરણમા તેઓ ઉછરેલા હતા, જેથી તેમની મદદ માગવામાં હરકત નથી, પરતુ સર્વેશ્વરની પાસે જઇને પછી આવી ક્ષુદ્ર સહાય માગવી—જે આપણો પોતાનો છે અને આપણને એવી એવી વસ્તુઓ આપી શકે તેમ છે કે જે ઘણીજ ઉત્તમ હોય છે—તેવાની પાસે જઇને પાઈ કે પૈસાની યાચના કરવી એ આપણી શોભા નથી. શાન્તિદાયક ભાગીરથીને કિનારે બેસી કૂવો ખોદવાની ચેષ્ટા કરવા સરખુજ આ કાર્ય છે. રત્નની ખાણના માલેક અથવા તેના પુત્ર થઇને, "અરે મને કોઈ કાચનો કડકો આપો ! " એમ પ્રલાપ કરવો તેને કોણ ડહાપણ કહેશે ?

લૌકિક વસ્તુની આશા રાખી પરમાત્માની પ્રાર્થના કરવી એના જેવી મૂર્ખાઇ બીજી કોઇજ નથી. સર્વેશ્વર પાસે જઇને આપણે જ્ઞાન જેવી મહત્ વસ્તુની યાચના કરવી જોઇએ, નિષ્કામ પ્રેમની યાચના કરવી જોઇએ. જ્યારે તે પોતેજ આપણા ઉપર પ્રસન્ન થાય ત્યારે પછી બીજી શી વસ્તુની અપેક્ષા રહે ? તેની પાસે તો દૃઢ શ્રદ્ધાની યાચના કરવી જોઇએ. અમુક વસ્તુ સિવાય મને નહિ ચાલે અથવા અમુક વસ્તુથી મને લાભ થશે અથવા તમુક વસ્તુ મળવાથી મને સુખ મળશે એ સર્વ મનુષ્ય હૃદયની નિર્બળતા અને વિષયલાલસાજ દર્શાવે છે. આવી નિર્બળતા અને વિષયલાલસા જ્યા સુધી રહેશે ત્યાં સુધી ક્ષુદ્ર વસ્તુઓ માટે ઈશ્વરની પ્રાર્થના કરવાની તેની વૃત્તિ પણ રહેશેજ, પરતુ યથાર્થ વિવેકથી જેની શુદ્ધ શ્રદ્ધા ઉદય પામી છે તેને આવાં

ક્ષુદ્ર લૌકિક સુખોની ઇચ્છા થતી નથી, અને જેને વાસનાજ નથી રહી તેને આવા પ્રકારની પ્રાર્થના કરવાનું શું પ્રયોજન? જે જ્ઞાનીનો મિથ્યા અહંભાવ નાશ પામીને બુદ્ધિમાં જ્ઞાનનો ઉદય થયો હોય છે તેજ જ્ઞાનની દ્રઢતાને માટે, નિરાકાર ઉપાસનાને માટે યોગ્ય છે. નિરાકારની ઉપાસના સ્વામી અને સેવકના સંબંધ જેવી નથી. "હું પાપી છું" "દુર્બળ છું" અને "તું સમર્થ છે—પુણ્યાત્મા છે" એવી વિધિ નિરાકારની ઉપાસનામાં ગ્રાહ્ય નથી. નિરાકારની ઉપાસનાનો માર્ગ આ વિધિથી કેવળ ભિન્ન છે. **"હું તો રહ્યોજ નથી માત્ર તુંજ છે"** તો હવે પાપી કોણ અને પુણ્યવાન કોણ? ફારસી ભાષામાં એક કવિતા છે જેનું ઇંગ્રેજી ભાષાન્તર તમારા પૈકી કેટલાકે વાંચ્યું હશે. એક વાર કોઈ પુરૂષ પોતાની પ્રિયાને મળવા માટે તેને ઘેર ગયો. દ્વાર બંધ હતાં, તેણે બહારથી ખખડાવ્યા. અંદરથી તેને પ્રશ્ન થયો: "કોણ છે?" તેણે ઉત્તર આપ્યો: "હું અમુક ત્હારો પ્રેમી છું." તે આશા રાખતો હતો કે તેને ઉત્તર મળશે અને દ્વાર ઉઘડશે પણ તેમ થયું નહિ. કેટલાક દિવસ રહી આ આશક ફરી ત્યાં ગયો. ત્યારે પણ માશુકનો દરવાજો બંધ હતો તેણે પહેલાંની પેઠે અવાજ કર્યો. અંદરથી તેજ પ્રશ્ન પુછવામાં આવ્યો, તેણે પુનઃ પણ પૂર્વવતજ ઉત્તર આપ્યો અને દરવાજો બંધજ રહ્યો. વળી ત્રીજી વાર તે ગયો અને અવાજ કર્યો અંદરથી પ્રશ્ન થયો તું કોણ છે? અને તેણે ઉત્તર આપ્યો "મ્હારી પ્રિયા! હું અને તું એકજ છીએ!" અને આ ઉત્તરથી તરતજ દ્વાર ઉઘડી ગયું. નિરાકારની પૂજા કેવળ સત્ય પ્રેમથીજ કરવાની આવશ્યકતા છે, અને સત્ય એટલે શું? હું અને તું એકજ છીએ. હું તેજ છું—**अहं ब्रह्मास्मि** એજ સત્ય છે. હું તેનાથી ભિન્ન છું, હું તે નથી એમ કહેવું એ અસત્ય છે—ભયંકર અસત્ય છે. આ વિશ્વ સમસ્ત ત્હારી મૂર્તિજ છે. તુંજ છે તેજ પ્રમાણે

હું અને તું પણ ભિન્ન નથી. આવુ ચિત્વન સતત કરવું એજ નિરાકાર પરમાત્માની ઉપાસના છે. મ્હારી ઇન્દ્રિયોદ્વારા દશ્ય થતું સમસ્ત વિશ્વ હું જ છુ. મ્હારી આસપાસનુ વાતાવરણ હું જ છુ. સૂર્ય અને ચન્દ્રનો પ્રકાશ, ઉષ્ણુતા અને શાન્તિ હું જ છુ. જેને અન્ય લોકો ભ્રમણાથી અનેક રૂપે જુએ છે પણ જે વાસ્તવિક રીતે એક અને એકજ છે તે બ્રહ્મ પણ હું જ છુ અને અનંતકાળથી પ્રાણીઓના અંતઃકરણમાં ધ્વનિ કરનાર જે આત્મા તે પણ હું જ છુ. મને મૃત્યુ નથી તેમજ નિદ્રા પણ નથી. હું નિરન્તર જાગૃત છુ. હુ અમર છુ. મ્હારૂ સામર્થ્ય કોઈવાર પણ ન્યૂન થતું નથી આ પ્રકારનુ ચિત્વન નિરન્તર કરવુ—ક્ષણભર નહિ—એ સિવાય કાંઈ પણ ભાવના કે વાસના હૃદયમા રહી ન શકે તેજ પરબ્રહ્મની ઉપાસના છે. આવુ ચિત્વન નિરંતર કરતા તમારા જીવનનો માર્ગજ બદલાઇ જશે. આપણને કોઈ પણ વસ્તુની જરૂર હોય તો તે આજ પ્રકારની દૃઢ શ્રદ્ધા છે.

આપણે શ્રદ્ધાની અનિવાર્ય જરૂર છે. શ્રદ્ધાહીન અંતઃકરણજ દુર્બળ છે. મનુષ્ય અંતઃકરણમાં દેખાતી દુર્બળતા શ્રદ્ધાને અભાવેજ જન્મે છે. **સબ જગ રૂઠો રૂઠન દે, મેરો રામ રૂઠો ના ચાહિયે.** ભલે જગત સમસ્ત વૈરી હોય પણ જો એક રામમા શ્રદ્ધા હોય તો ડરવાનું જરા પણ પ્રયોજન નથી. આવા વાક્યો શ્રદ્ધાહીન હૃદયમાથી નીકળી શકતાં નથી. બ્રહ્મની ઉપાસનાથી આપણા અંતઃકરણની દુર્બળતા સમૂળગી નાશ પામશે. આ ઉપાસના દૃઢ અને સ્વાભાવિક થઈ જતાં તમારા ઉપર આકાશ તૂટી પડે તોપણ તમારા અખૂટ આનંદમાં ઉણપ આવવાનો સંભવ નથી. સર્પ અને વ્યાઘ્ર જેનાથી મનુષ્યોને ભય થાય છે તે પણ તમારી પાસે વ્હાલથી આવશે. તમે તેને નિર્ભયતાથી જોઈ શકશો. તે તમને પોતારૂપજ ભાસશે. આવી રીતે **જેણે એકરૂપતાની સમાધીનો લાભ પ્રાપ્ત કર્યો છે તેજ**

**ખરો વીર છે.** તેનું અંતઃકરણુજ વાસ્તવિક રીતે નિર્ભય છે. તેના સિવાય નિર્ભયતાની વાતો કરનારા બીજાઓ ખરી રીતે નિર્ભય નથી. ઇસુખ્રિસ્તને વિશ્વાસઘાતથી જેણે ઠાર કરવાનો પ્રયત્ન કર્યો હતો તેનેજ તેમણે આશીર્વાદ આપ્યો હતો. આમ કરવુ એ એક ખરા નિર્ભય અંતઃકરણુથીજ બની શકે છે. "હુ અને મ્હારો પિતા એકજ છીએ" એ ભાવના જ્યાં દૃઢ થયેલી હતી ત્યા ભયને અવકાશજ ક્યાંથી હોય? એજ ખરી ઉપાસના છે. સર્વ વિશ્વને એકરૂપે જોવું એજ આપણા કર્ત્તવ્યની અંતિમ ભૂમિકા છે. આ સમજવાને માટે બહારના પ્રમાણુની જરા પણુ જરૂર નથી. આપણું શરીર, આપણું મન અને આપણા વિચારથી પણુ પ્રભુ આપણા સમીપજ છે. તે છે તેથીજ વિચારને ગતિ મળે છે અને મનમાં સંકલ્પ વિકલ્પની પ્રાપ્તિ થાય છે. કોઇ પણુ વસ્તુનુ તેના યથાર્થ સ્વરૂપમા જ્ઞાન થવુ એ બ્રહ્મજ્ઞાનવિના બની શકે તેમ નથી. આપણા અંતઃકરણુની ગુહ્યમાં ગુહ્ય ગુફામા તે પ્રિયતમનો વાસ છે. શરીર આવે છે, જાય છે, સુખ દુઃખ છાયાની પેઠે આવે છે, ઉડી જાય છે, અને યુગોના યુગો પસાર થઇ જાય છે પણુ તે આપણા અંતરના પ્રિયતમ તો સદા અમર અને એકરસજ બિરાજમાન છે. "**अहं ब्रह्मास्मि**" એ સત્ય કાળ અને દેશથી અબાધિત છે. તે સત્ય હોવાને લીધેજ ઇતિર જગત માત્રનો આભાસ જણુાય છે. તેનો આધાર હોવાથીજ આપણે જોઈ શકીએ છીએ, ઇચ્છા કરી શકીએ છીએ-વિચારી શકીએ છીએ. આ તત્વ માત્ર તમારા કે મ્હારાજ અંતઃકરણુમાં છે તેમ નથી તે તો એક ન્હાનામા ન્હાના જંતુ પર્યન્ત અને વનસ્પતિ તથા ખનીજ સૃષ્ટિ પર્યન્ત ઓતપ્રોત ભરપૂર છે. જેમ સત્પુરૂષોના અંતઃકરણુમાં તેનો વાસ છે તેમ ચોર અને લૂંટારાઓના અંતઃકરણુમાં પણુ તે નિવાસ કરે છે. જે દિવસે આપણે આ અનુભવ કરીશું તે દિવસે

સંશયનો પડદો તૂટી જશે અને પછી કોઇ પણ સંશયને અવકાશ નથી. જે વિશ્વ આજે આપણને વિચિત્ર—ન સમજી શકાય તેવું દેખાય છે તેજ વિશ્વ **सर्वं खल्विदं ब्रह्म** તેના રૂપજ જણાશે—તેમાં વિહાર કરતું જણાશે આ તત્વ એકવાર સમજ્યા કે ઇતિર કંઇ સમજવાની જરૂર નથી આજે ભૌતિકશાસ્ત્રોએ જે જ્ઞાનનો સંગ્રહ કર્યો છે તે ખરૂં જ્ઞાન નથી પણ ખરૂં જ્ઞાન તો તેથી પર છે—તેની બીજી બાજુમાં છે. ભૌતિકશાસ્ત્રનું જ્ઞાન તો આ જ્ઞાનમંદિરના એક પગથીયા રૂપજ છે. આ મંદિરમાં પ્રવેશ કરતાજ જણાય છે કે **सर्वं खल्विदं ब्रह्म**-અને આ અનુભવજ માણસના જીવનનો એક ખરો અનુભવ છે.



# ૪-વેદાન્ત અને સુધારો.



જે મને ફક્ત ઉપલકયુ તત્વ જોઈ અભિપ્રાય બાંધવાની ટેવ પડી ગઇ હોય છે એવા લોકોજ હિન્દુસ્તાનના મનુષ્યસમાજને એક જીતાયલો અને દુઃખથી પીડાતો માનવસમાજ માને છે. હિન્દી રાષ્ટ્ર એટલે માત્ર તરંગી-સ્વપ્ન જોનારા અને વિચાર સૃષ્ટિ-તત્વ જ્ઞાનમા ભ્રમણ કરનારા લોકોનો એક સમુહ. ઐહિક દ્રષ્ટિથી જોતા હિન્દી પ્રજા એક જીતાયલી અને કષ્ટ પીડિત પ્રજા છે, પણ ધર્મજ્ઞાનની દૃષ્ટિથી જોવામા આવે તો હિન્દી પ્રજા એક જગત વિજયી પ્રજા છે, એ વાત એવો અભિપ્રાય બાધનારા લોકોના લક્ષમાં આવતી નથી હવે એક બીજી દૃષ્ટિથી વિચાર કરવામા આવે તો પાશ્ચાત્યો તેમજ પૌર્વાત્યોનો સહવાસ વધી એકમેકને લાભપ્રદ થાય તેમ છે. પાશ્ચાત્યોમા રજોગુણ વિશેષ પ્રમાણમા હોવાથી તેઓ વિશેષ ઉદ્યમશીલ અને ચપળ છે આ ગુણમા પૌર્વાત્યોની વિચારશીલતા અને આત્મા તરફ અંતરમાં જોવાની વૃત્તિનો સહવાસ થાય તો તે પાશ્ચાત્યોને હિતકારી થાય તેમ છે. તેજ પ્રમાણે પાશ્ચાત્યોની રજોગુણ મૂલક પ્રવૃત્તિ પૌર્વાત્યોને લાભ કરે તેમ છે. આ વિચારને ક્ષણભર બાજૂએ મૂકી આપણે બીજા એક મહત્વના પ્રશ્નની ચર્ચા કરીએ. હિન્દુ અને જયુ (ઇસ્રાયેલ) એ ઉભય પ્રજાઓ એકવાર મહાન હતી. એ ઉભય પ્રજાઓએ આખા જગતને ધર્મનું દાન કર્યું છે. આજે અન્ય એમની સહચારી

પ્રજાઓનાં નામ નિશાન પણ ભાગ્યેજ જણાય છે. ત્યારે એ પ્રજાઓ જીવી શકી છે તેનુ કારણ શુ હોઇ શકે ? હિંદુસ્તાનની વયોવૃદ્ધ પ્રજાની તૂલનામાં બીજી અનેક પ્રજાઓ ઉત્પન્ન થઇ છે. એકવાર મહાન કહેવાઇ છે પણ તે ઉડી ગઇ છે, તેમના નામ નિશાન પણ નષ્ટપ્રાય થયા છે ત્યારે હિન્દી પ્રજા મરતા મરતા અનેક સંકટો સહન કરતાં પણ જીવી છે. ઇસ્રાયેલ પ્રજા પણ ક્રાઇસ્ટના સમયમાં એકલા પેલેસ્ટાઇનમાં હતી તેના કરતા આજે વિશેષ છે. એનુ કારણ અવશ્ય વિચારવા સરખું છે. આ ઉભય મહાન પ્રજાઓનુ જીવન ટકી રહેવાનુ કારણ તેમના જીવનમા ગુંથાયલુ ધર્મતત્વ છે.

હિન્દુઓના તત્વજ્ઞાનનો પ્રસાર જગત સમસ્તમા થયો છે. દેશ કાળ પ્રમાણે તેના સ્વરૂપમા રૂપાન્તર થવાના પ્રસંગો આવ્યા હશે. તથાપિ જગત સમસ્તમા, સર્વ દેશોમાં, લોકોના અંતરમા તે ગુંથાઈ ગયુ છે, એ વાત નિશ્ચિત છે. પૂર્વકાળમા હિંદુસ્તાનનો વ્યાપાર આફ્રિકા પર્યન્ત પ્રસાર પામ્યો હતો એ વાત સિદ્ધ થઇ ચૂકી છે. જે સમયે યૂરોપખંડનુ નામ પણ કોઇના જાણવામાં નહોતુ તે સમયે હિન્દુ લોકોએ પોતાનો સંબંધ આખા જગત સાથે જોડી દીધો હતો. એ ઉપરથી એ પણ જણાય છે કે હિન્દુઓ પોતાનો દેશ તજી અન્યત્ર જતા નહોતા એવો જે કેટલાકોનો અભિપ્રાય છે તે વાસ્તવિક નથી. એક વાત ખૂબ લક્ષમાં રાખવા જેવી છે કે હિન્દુસ્તાનમાં વિજય મેળવી જે જે પ્રજાઓ દાખલ થઇ છે, તેમને રાજ્ય સાથે ધર્મનો પણ અલભ્ય લાભ થયો છે. તેમને જેમ ઐહિક સંપત્તિનો લાભ થયો છે તેમ ધર્મજ્ઞાનમા પણ અનુપમ તત્વરત્નોની પ્રાપ્તિ થઈ છે.

પાશ્ચાત્ય લોકોની બુદ્ધિ વિષયકળા બહુધા ઐહિક સુખ તરફ ઢળે છે. મોજમઝાનાં સાધનો વધારે કેમ પ્રાપ્ત થાય અને વધારે પ્રમાણમા તેનો ઉપભોગ કેમ થાય એજ વિચારે આજના પાશ્ચાત્ય-

સમાજને ઘેરી લીધો છે. એક હિન્દુની મનોભૂમિકા એથી ભિન્ન પ્રકારની છે આપણી ઇચ્છાઓ, આપણી વાસનાઓ, આપણી જરૂરીયાતો ઓછી કેમ થાય એજ તેના વિચારનો ખાસ વિષય છે.

વેદકાળથીજ હિન્દુઓ ઇશ્વરની શોધમાં ગુથાયલા રહ્યા છે એ વાત આપણે તરત સમજી શકીએ છીએ વૈદિક અને અન્ય ધર્મ ગ્રન્થો હિન્દુઓની અતૃપ્ત શોધનો પૂરાવો છે આ શોધ કરતા તેઓ અનેક વિષયો ઉપર, અનેક ભાવનાઓપર આરૂઢ થતા ગયા એ પણ દેખાઇ આવે છે પૂર્વજ પૂજા એ આ ઇશ્વિરભાવનાનુ પ્રથમ પગથીયુ છે. તે પછી અગ્નિ, ઇન્દ્ર અને વરૂણની પૂજા ઉત્પન્ન થાય છે હિન્દુઓએ વરૂણને સર્વ દેવોથી શ્રેષ્ઠ માનેલા છે પ્રથમ અનેક દેવતાઓની કલ્પના જન્મ પામીને તે વિસ્તાર પામતી ચાલી અતે એકજ પરમાત્મા જેને પણ દેવો પૈકી મુખ્ય કહી શકાય—તેમા પરિણામ પામતી આપણે જગતના સર્વ ધર્મોમા જોઇએ છીએ મનુષ્યો સમાજ બાંધીને રહેવા લાગ્યા ત્યારે પ્રથમ તેઓ ન્હાના ન્હાના ટોળામા રહેતા હતા આ પ્રત્યેક ટોળુ ભિન્ન ભિન્ન પરમેશ્વરને માનતુ. દરેક પોતાના ઇશ્વિરને સર્વશક્તિમાન, જગતના ઉત્પન્ન કર્ત્તા—શાસનકર્ત્તા માનતા સસર્ગ વૃદ્ધિ પામતા આ કલ્પના વિસ્તાર પામી, અનેકમાથી એક ઇશ્વિરની ભાવના દૃઢ થઈ પરતુ આવી એકેશ્વરની ભાવનાથી હિન્દુ વિચારકને તૃપ્તિ થઈ નથી તેમને માટે આ ભાવના સાધારણ હતી, તેમને હજી વધારે દૈવિભાવનાની જીજ્ઞાસા હતી. કોઈ સાધારણ બુદ્ધિને આ ભાવનાથી સતોષ થાત પણ જેમનુ જીવન પ્રભુની જીજ્ઞાસામય હતું એવા હિન્દુ ઋષિ મુનિઓને તે સર્વથા સતુષ્ટ કરી શકી નહિ.

હિન્દુ વિચારકોને જણાયુ કે બાહ્ય જગતમા ભટકવાથી પ્રભુનો શોધ થઈ શકવાનો નથી—તે તો અતરથી પણ અતરમા વિરાજે છે. આ વિચારથી તેઓ અંતર સૃષ્ટિમા શોધ કરવા લાગ્યા. અતર

નિરીશ્વરવાદીઓ તર્કની દૃષ્ટિથી ઇશ્વરની કલ્પનાને ભ્રમણાત્મક કહેતા હોય તો જગત સમસ્ત પણ સ્વપ્નવત્ છે એમ તેમણે માનવુંજ જોઇએ જગત અને પરમાત્માને ભિન્ન પ્રકારના માનવામાં અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થવાય છે. વિશ્વ અને પરમાત્મા–એ ઉભય તત્ત્વોનો એકજ વિચાર શ્રેણીથી વિવેક થઈ શકે છે જગત છે માટેજ પરમાત્માની કલ્પના જન્મ પામી છે, પરમાત્મા છે માટેજ જગત અસ્તિત્વમા છે. જેને ઇશ્વરનું અસ્તિત્વ ભ્રમણારૂપ જણાતું હોય તેને એજ વિચારથી ક્ષણભર રહેનારૂ–અનેક સ્વરૂપો ધરનારૂ આ જગત તો જરૂર ભ્રમણા રૂપજ ભાસવુ જોઈએ તર્કની દૃષ્ટિથી પરમાત્માની કલ્પનાને આભાસ માનનારની સૂક્ષ્મ બુદ્ધિને શરીર અને મન કેમ સત્ય જણાતા હશે એ સમજી શકાતું નથી પરમેશ્વરની ભાવના નાશ પામે તો તેની સાથેજ દેહ અને મનની ભાવના નાશ પામવી જોઇએ, અને જો શરીર નથી, મન નથી, જીવ નથી, અર્થાત્ જ્યા કંઈજ નથી ત્યા માત્ર નિજાનન્દ કેવળરૂપજ રહે છે, તે અનાદ્યનંત છે, સર્વત્ર છે, સર્વમય છે **नैववाचा न मनसा प्राप्तुं शक्योन चक्षुषा** (કઠોપનિષદ્ ૨–૬–૧૨) શબ્દ, વિચાર, મન અને બુદ્ધિ એઓ ગમે તેટલો વિસ્તાર કરે, છતા તે સર્વ માયાની હદમાજ છે. એ હદથી બહાર જવા તેઓ અસમર્થ છે, અને આપણે જોઈ ગયા છીએ કે જ્યા સુધી માયા છે ત્યા સુધી ભ્રમણા પણ છે સત્ય તેથી પર છે. વિચાર મન વાણી જ્યા શાન્ત થઈ જાય છે ત્યાજ પરમ સત્યનો નિવાસ છે.

"**यतोवाचो निवर्तंते अप्राप्य मनसासह** ।"

તર્કની દૃષ્ટિથી આ સર્વ ઠીક ઠીક સમજાય છે. બ્રહ્મ સત્ય જગત મિથ્યા એ વાત તાર્કિકો ઠીક સમજાવી શકે છે, પણ તેને માટે કંઇ પ્રયત્નની જરૂર છે કે નહિ એ એક પ્રશ્ન છે. પરમાત્માની સાથે

એકતાનો યોગ કરવા કંઇ અભ્યાસની આવશ્યકતા છે કે આટલા વિચારથીજ બસ થઈ રહે છે? આ એક વાસ્તવિક પ્રશ્ન છે. અમુક અભ્યાસ અને ક્રિયાઓ કર્યાથી તમે બ્રહ્મ થઈ શકો એમ નથી, કારણ કે વાસ્તવિક રીતે તમે તેનાથી ભિન્નજ ક્યા છો? તમે તેમયજ છો -તેના રૂપજ છો. આપણે તેનાથી દૂર છીએ-તેનાથી ભિન્ન છીએ-આપણે માધવરાય કે રામદાસ છીએ એવી જે આપણી નિરન્તર ભાવના તેજ ભ્રમણા છે. આ ભ્રમણાની નિવૃત્તિ બીજી ભ્રમણાનો આશ્રય લેવાથી થાય છે. આ બીજા પ્રકારની ભ્રમણા તે અભ્યાસ કિવા ક્રિયાઓ છે. એક કાટાથી બીજો કાટો દૂર થઇ શકે છે, તેજ રીતે એક પ્રકારની ભ્રમણાથી બીજા પ્રકારની ભ્રમણામાથી મુક્ત થઈ શકાય છે કતકરેણુ નામે ઓષધી જળમાના મેલને દૂર કરે છે, અને દૂર પણ થઇ જાય છે, તેમ અભ્યાસની ભ્રમણા બીજી જડ ભ્રમણાને દૂર કરીને છેવટે પોતે પણ ભ્રમણારૂપ જણાઇ નાશ પામે છે.

આ અભ્યાસના હેતુનો આપણે વિચાર કરીએ. એક વાત આપણે નિરન્તર લક્ષમા રાખવા સરખી છે અને તે એ છે કે આપણે મુક્ત થવાના છીએ-અભ્યાસથી મુક્તિ આવવાની છે એમ નથી પણ આપણે મુક્તજ છીએ આ આપણી સ્વાભાવિક સ્થિતિની વિરૂદ્ધ આવનારી દરેક ભાવના ભ્રમણારૂપ છે. "હુ સુખી છુ, હુ દુ.ખી છુ." એમ જે વારવાર કલ્પના થાય છે તે કેવળ ભ્રમણાનુંજ કાર્ય છે. આવી ભ્રમણાને ટાળવા માટે આ ભ્રમણા છે એમ માની તેમાથી મ્હારે મુક્ત થવુ જોઇએ અને તેટલા માટે મ્હારે અભ્યાસ અને ઇશ્વરોપાસના કરવાની જરૂર છે એવી એક બીજી ભ્રમણા ઉત્પન્ન કરવી જોઇએ. ઇશ્વરભાવના ઉત્પન્ન થતા સુખ દુઃખની ભ્રમણા નાશ પામશે અને છેવટે તે પોતે પણ શાન્ત પડી જતાં માત્ર કેવળરૂપજ રહેશે.

મુસલમાન લોકો શિયાળને એક અપવિત્ર પ્રાણી માને છે.

તેવીજ રીતે હિન્દુઓ કૂતરાને અપવિત્ર માને છે. ખાવાના કોઇ પદાર્થને શિયાળ સ્પર્શ કરે તો મુસલમાન લોકો તેને તરતજ ફેંકી દે છે—એ પદાર્થને તેઓ અસ્પર્શ માને છે એક ગરીબ મુસલમાનના ઘરમાં એકવાર એક શિયાળ ઘૂસી ગયુ. જમવાની તૈયારી હતી. તે દિવસે જમવાનુ પણુ હમ્મેશ કરતા સારૂ કરવામા આવ્યુ હતું સર્વ પદાર્થો પીરસેલા હતા. શિયાળના મુખનો સ્પર્શ એક વસ્તુને થયો—સર્વ વસ્તુઓ અપવિત્ર થઇ ગઇ--હવે તો તે ફેંકી દેવીજ જોઇએ--આજની ઉત્તમ રસોઇનો એકદમ ત્યાગ કરી દેવો તે મુસલમાનને સારૂ લાગ્યુ નહિ, તેથી તે એક મોલવી (ધર્મગુરૂ)ની પાસે ગયો અને કહ્યુ "શિયાળે મ્હારૂ અન્ન અપવિત્ર કરી નાખ્યુ એનો શો ઉપાય કરવો? મ્હારા કુટુંબીજનો ભુખથી આતુર છે, અને ઘરમા વધારે અન્ન પણુ નથી" મોલવી થોડો વખત તો વિચારમા પડયો પણુ છેવટે તેને એક સરળ ઉપાય સૂજ્યો. તેણે કહ્યું. "એક કૂતરો પકડી આણી એ ભોજનમાથી થોડુ તેને ખવડાવો. હમણા જે ભોજન માત્ર શિયાળનુ અજીઠુ છે તે પછી શિયાળ અને કૂતરા—બન્નેનુ અજીઠુ થશે, અને શિયાળ—કૂતરા જન્મથીજ દુસ્મન હોવાથી પોતેજ અન્યોન્યનુ પાપ વ્હેંચી લેશે, અને તું પાપ મુક્ત થઇશ" આપણી સ્થિતિ પણુ બરાબર એવીજ છે આપણે આ શરીરરૂપ—સંસારરૂપ છીએ એમ ભ્રમણાથી આપણે માની લીધુ છે, જેથી "એ ભ્રમણાનો નાશ કરવાનો અભ્યાસ કરવાથી આપણુને મુક્તિ મળશે" એવી એક બીજી ભ્રમણાનો અંગીકાર કરવાની આપણુને જરૂર છે કાટાથીજ કાંટાની નિવૃત્તિ થાય છે. એવા સંસ્કારી આત્માઓ પણુ હોય છે કે જેઓ "આ સર્વ ભ્રમણા છે" એમ સાંભળતાજ તેમની ભ્રમણા સર્વ દૂર ખસી જાય છે, પણુ એવા સંસ્કારી આત્માઓ થોડા હોય છે. બાકીનાને તો આ ભ્રમણાને ટાળવા અભ્યાસની જરૂરજ છે.

હવે અત્રે એક બીજો સવાલ થાય છે કે જ્ઞાનયોગી થવાને લાયક કોણુ ? અવશ્ય તેમણે અનેક સાધનોનો યોગ સાધ્યો હોવો જોઇએ. પ્રથમ તો આ જન્મ કે જન્માતરમા કોઈ પણ કર્મ ફળવાસના રહેવી જોઇએ નહિ. આપણે જોઇ ગયા છીએ કે મનુષ્ય પોતેજ પોતાના પ્રારબ્ધનો કર્ત્તા છે, તે પ્રમાણે તે પોતાને માટે ચાહે તો ગમે તેવા સુખ સાધનો ઉત્પન્ન કરી શકે છે, અલબત કોઈ ભિખારીને આજને આજ રાજા થવુ હોય તો તે અશક્ય છે, પણ તેનો પ્રયત્ન ચાલુ હોય તો એવો સમય જરૂર આવે કે તે રાજ્યાસન ઉપર સ્થિત થાય. કેટલીક ઇચ્છાઓ ત્વરીત ફળવાન થાય તેવી હોય છે, કેટલીકમા આપણા સસ્કારોજ નડતરરૂપ થાય છે. આ ઇચ્છાઓ પણ આપણી કૃતિનુજ પરિણામ છે. માત્ર વાસનાઓની તૃપ્તિ માટે આ જીવનનો વ્યય કરવો એ યોગ્ય નથી. આપણી અમુક ઇચ્છાઓ તૃપ્ત થાય તેથી કાઈ શાશ્વત આનદ થાય તેમ નથી તેમજ અમુક ઇચ્છામા નિરાશ થવાય તેથી કાઈ નિરન્તર દુખ પણ થવાનું નથી, માટે એવી ક્ષુદ્ર ઇચ્છાઓને સર્વથા ભૂલી જાઓ ! આ જીવનને પણ ભૂલી જાઓ ! જીવનના વિચાર સાથેજ મૃત્યુનો ભયકર વિચાર પણ નિવાસ કરે છે આપણે મનુષ્ય છીએ—આપણા જીવન અને વ્યવહાર છે, એ ભાવનાને મૂળથી ખેચી લ્યો. જીવન શુ છે ? કશુ નથી. ખરી રીતે વિચાર કરવામા આવે તો જીવન એક આભાસમાત્રજ છે, અને મૃત્યુ એ આભાસનો સહારકર્ત્તા છે. મૃત્યુ પણ આભાસથી પર નથી. આનદ પણ આભાસ છે, તેમ શોક પણ આભાસ છે. તમે કે જે કેવળરૂપ—ચૈતન્યરૂપ છો તેને જીવન કે મૃત્યુ કોઈની સાથે સબધ નથી. મૃત્યુ કે જન્મ, જરા કે યૌવન, એ સર્વ મન.કલ્પિત છે. આવા વિચારથી વાસનાઓને ઉત્પન્ન થવા ન દેવી એજ જ્ઞાન યોગી માટે પ્રથમ સાધન છે.

તદનંતર તિતિક્ષાનો અભ્યાસ કરવાની જરૂર છે. તિતિક્ષા એટલે હૃદયને સમાન રાખવાની શક્તિ ગમે તેટલાં સંકટો આવો, ગમે તેવાં અસહ્ય દુઃખો ઉપસ્થિત થાઓ, છતા તેમાં આત્મજ્ઞાનનો દીપક જરા પણ મલિન ન થાય એ તિતિક્ષા છે. કઇ શારીરિક દુ.ખ આવે તેને માટે જરા પણ ચિન્તા ન કરવી. જો કોઈ વાઘ જેવુ ભયંકર પ્રાણી આપણી પાસે આવે તોપણ આવવા દ્યો ! શા માટે નાસી જવુ જોઇએ ? આ વાતથી તમને આશ્ચર્ય થશે, પણ એવી તિતિક્ષાનો અભ્યાસ કરનારા માણસો હમણાં પણ છે એવા માણસો સખ્ત ઉન્હાળાના દિવસે બરાબર મધ્યાહ્ન વખતે ગંગાના કિનારાપર પડી રહે છે, અને સખ્ત શિયાળાની ઠંડીમા આખો દિવસ શીતળ ગંગાના પ્રવાહમા રહે છે. ઉઘાડે દીલે હિમાલયમા બરફ વરસતો હોય ત્યારે ઠંડીની જરા પણ પરવા કર્યા વિના બેસી રહે એવા માણસો હાલ પણ છે. શીત અને ઉષ્ણ એ તો શરીરના ધર્મો છે, હુ શરીર નથીજ તો મ્હારે શા માટે એ વાતની પરવા રાખવી જોઈએ ? પશ્ચિમના તમારા દેશોમા આ વાતો ઉપર એકાએક વિશ્વાસ બેસે તેમ નથી તથાપિ આવી વસ્તુસ્થિતિ છે એમ સમજવામા વાધા જેવુ નથી તમારા પશ્ચિમવાસીઓ યુદ્ધક્ષેત્રમા જવામા–તોપના મુખમા કૂદી પડવામા નિ:શંક શૂરવીર છે, તેજ પ્રમાણે અમારા લોકો તત્ત્વજ્ઞાનનો વિચાર કરવામા અને તેને ચરિતાર્થ કરવામા શરવીર છે ધર્મને માટે–પ્રભુને માટે શીર જાય એમા અમારા લોકો આનંદ માને છે. **चिदानंदरूपः शिवोऽहं शिवोऽहम्** એ વાક્ય અમને વારસામા મળેલુ છે જેમ તમારા પ્રાશ્ચાત્યો જીવનના દરેકે દરેક સાધનમાં વધારે સુખ–એશ-આરામ કેમ મળે એમ વિચારવામા નિમગ્ન છે, તેમ અમારા લોકો ધર્મનું ઉચ્ચત્તમ તત્ત્વ અમારા જીવનમા કેમ પ્રકાશમાન થાય એ વિચારવામાં નિમગ્ન છે તેમના મનથી ધર્મ એ શબ્દવાદ નથી–પુસ્તકવાદ નથી પણ પણ ન્હાની ન્હાની ઇચ્છા–ન્હાનાં કાર્યો–જીવનના

દરેકે દરેક કાર્યમા પ્રકાશી શકે એવુ એ તત્ત્વ છે. કોઈ પણ સ્થિતિ પ્રાપ્ત થતાં જરા પણ ચિન્તા કર્યા વિના, જરા પણ બડબડાટ કર્યા વિના તેનુ પરિણામ સહન કરવુ એ તિતીક્ષા છે. મને સુખ નથી, દુઃખ નથી, સદ્‌ગુણ નથી તેમ દુર્ગુણ નથી, ટાઢ નથી તેમ તડકો નથી, આ સર્વ દ્વન્દ્વોથી હુ નિરાળો છુ—હુ કેવળરૂપ હોઈ સસારમા મ્હારા માટે શુ કર્ત્તવ્ય અવશેષ છે ? આવા માણસો મ્હે જોયા છે. શરીર સુખનો જરા પણ વિચાર ન કરતા તેને ભૂલી જવુ એનુ નામ તિતિક્ષા છે હમણાના કહેવાતા ધાર્મિક પુરૂષો શુ કહે છે ? તે પ્રાર્થના કરે છે કે “ ઓ પ્રભુ ! મને અમુક આપ ! અને તમુક આપ ! ” એ શુ ધર્મ છે ? નહિજ. ધર્મની એક ભ્રમણાત્મક ભાવનાનેજ ધર્મ સમજવામા આવે છે જેઓ પરમેશ્વરની સાથે આવા વ્યાપારી વ્યવહારને ધર્મ સમજે છે તેને વાસ્તવિક ધર્મની—પરમાત્માની કલ્પનાજ નથી એમ કહેવામા જરા પણ અતિશયોક્તિ નથી મ્હારા ગુરૂદેવ કહેતા કે “ગીધ પક્ષી આકાશમા અત્યન્ત ઉંચે ઉડે છે છતા તેની દૃષ્ટિ નીચે રોટલીના કકડામાજ રહે છે” તેમ તમારા સર્વ ધર્મનો સરવાળો કર્યો હોય તો તેનો અર્થ એજ થાય કે, “રસ્તા સાફ રાખવા, અચ્છી રીતે ખાવુ અને સારા—ભપકાબધ વસ્ત્રો પહેરવા.” બસ આટલામાજ સર્વ સમાવેશ થઈ ગયો ! પણ એ કાંઇ ધર્મ નથી. અન્ન અને વસ્ત્રોની પરવા કરવી એ ધર્મ હોઇ શકે કે ? દરરોજ લાખો રૂપીઆની લેણદેણ થાય છે પણ તેની પાછળ જુઓ તો કશુજ નથી. ક્ષણભર સુખ આપનારા રૂપીઆ—આ સસારના એશઆરામોના સાધનોની પરવા કરવી એજ શુ ધર્મ છે ? તેનાથી પર જાઓ ! એ સર્વ આભાસના પડદાને ચીરી નાંખો ! વિશ્વ સમસ્તનો નાશ થવા દ્યો ! અને **चिदानंदरूपः शिवोऽहं शिवोऽहम्** એ એકતાનતામા પરમાનદનો અનુભવ કરો ! ! !

## ૧૦—એકજ અનંતરૂપે દશ્ય થાય છે.

( આ ભાષણ ઈ સ ૧૮૯૬મા ન્યુયોર્ક શહેરમા આપવામા આવ્યુ હતુ )



ગના અનેક પ્રકાર છે પણ તે દરેક વૈરાગ્યની આવશ્યકતા આગ્રહપૂર્વક સ્વીકારે છે સમારમાં સાધના કરનાર કર્મયોગી મનુષ્યે કર્મફળનો ત્યાગ કરવો આવશ્યક છે, અર્થાત્ તેને કર્મફળ માટે વૈરાગ્યવૃત્તિ હોવી જોઈએ. ભક્તિયોગ સાધનારને અવ્યભિચારિણી ભક્તિનો ઉપદેશ કરવામા આવ્યો છે, એ પણ વૈરાગ્યજ છે. સર્વ શક્તિમાન અને સર્વવ્યાપિ એવા પ્રેમમય હરિનુ ચિત્વન નિરન્તર કરવુ, ક્ષણભર પણ અન્યથા કે અન્ય વસ્તુનુ ચિત્વન થયુ કે ભક્તિ વ્યભિચારિણી થઇ જાય છે—અર્થાત્ પોતાના પૂજ્ય પ્રભુને માટે, ભક્તે સસારનો ત્યાગ કરવો જોઈએ. રાજયોગીએ વિશ્વમા વિવિધ શક્તિઓના અનુભવનો ત્યાગ કરવો જોઈએ એવો તેનો ધર્મ છે તે પ્રકૃત અને પરમાત્મા ઉભયને અનાદિ માને છે, પણ તેને અગીકારવુ પડે છે કે તે પ્રકૃતિ કિવા પ્રકૃતિજન્ય પદાર્થોથી પરમાત્મા ભિન્ન છે, આવો અનુભવ થવો એ તેના સર્વ અભ્યાસનુ લક્ષ હોવાથી પ્રકૃતિથી પર હોવાની પોતાની માન્યતા દઢાવવા માટે વૈરાગ્ય તેને આવશ્યકીય છે. જ્ઞાનયોગમા તો આરભમાજ સર્વ વસ્તુઓનો ત્યાગ—સન્યાસ આવશ્યકીય માનવામા આવ્યો છે. જ્ઞાનયોગી માને છે કે વાસ્તવિક રીતે જ્યા આ વિશ્વનુ અસ્તિત્વજ નથી, ત્યા તેને રાગદ્વેષ કરવા જેવુ કે ઇચ્છા કરવા જેવુ શુ હોય ?

સાપ્રતકાળમા ‘જીવન સુખ ભોગવવા માટે છે’ એવો વ્યવહારીક અર્થ થાય છે. જો ધર્મનો ઉપયોગ મનુષ્યના સાસારિક સુખ પરત્વે ન હોય તો તે ધર્મનો ઉપયોગજ શુ; આવો પ્રશ્ન પૂછવામા આવે છે. વિજ્ઞાનશાસ્ત્રની દરેકે દરેક શાખા મનુષ્યને સુખ પ્રાપ્ત થાય તેને માટે પ્રયત્નવાન છે. મનુષ્ય વધારે વધારે સુખી થાય એજ તેનો હેતુ છે. વધારે સુખ પ્રાપ્ત થતા ઓછા સુખવાળી વસ્તુનો ત્યાગ કરવો એ મનુષ્યનો ધર્મ છે સુખપ્રાપ્તિ એ મનુષ્યની ઉત્કટ ઇચ્છા છે એ વાત ખરી, પણ માત્ર ‘શરીરના કે વ્યવહારના સુખો’ એટલામાજ સુખોની હદ છે એમ માની લેવુ એ ભયકર ભ્રમણા છે. સુખ શરીરમા છે, મનમા છે, તેમ આત્મામા પણ છે, એ આપણે જોઈ ગયા છીએ પશુઓ કે અત્યન્ત જગલી સ્થિતિના માણસો કે જેમનો અધિકાર પણ પશુઓ જેવોજ માની શકાય, તેમને મન શરીરથી પર બીજુ સુખ નથી. એક શ્વાન કે વરૂ તેને ખાવાનુ મળે કે સતુષ્ટ થાય છે. ખોરાક મળતા એ પશુઓને જે આનદ થાય છે તેવો આનદ માણુસ ગમે તેટલો ક્ષુધાતુર હોય છતા તેને નહિજ થાય. આનુ કારણ એજ છે કે પશુઓમા સુખની હદ માત્ર શરીર સુધીજ પહોચી હોય છે. માણુસમા—તેમા પણ ઉચ્ચ કોટીના માણુસમા વિચાર કે કલ્પનાનુ સુખ જણાય છે. મનોહર કલ્પનાનુ સુખ તેવો મનુષ્ય અનુભવી શકે છે. જ્ઞાનીનુ સુખ એ સર્વથી પર આત્મામા છે. જ્ઞાનીને આત્મા એજ તેનુ સર્વસ્વ છે કારણકે તેનુ સર્વ સુખ આત્મામા છે. તેનો સર્વ આનદ—તેની સર્વ ઇચ્છા તેના આત્મામાજ છે. સસારજન્ય કે ઇન્દ્રિયજન્ય સુખોપભોગના સાધનો તેને બાળકના રમકડા જેવાં લાગે છે, તે તેને જરા પણ આનદ આપી શકતા નથી. તેના મનથી જ્ઞાન એજ સુખ છે—જ્ઞાન એજ પરમાનદ છે. હવે ન્યાયને ખાતર જો આ વિષયની સમાલોચના કરવામા આવે તો જરૂર જણાય કે

વિષયોના ક્ષણભર સુખ કરતાં બુદ્ધિગમ્ય સુખ વધારે ઉચા પ્રકારનું છે, અને તેનાથી આત્મસુખ ઉત્તમ છે. જો ઉચ્ચત્તમ સુખ પ્રાપ્ત કરવુ એજ આપણી ઇચ્છા હોય તો તે ધર્મ માર્ગથી દૂર નથી. આપણે અસંખ્ય ઇન્દ્રિયજન્ય સુખ સાધનો એકત્ર કરી શકીએ તથાપિ ન્યાયની દૃષ્ટિથી એમ નહિ કહી શકાય કે તે અત્યન્ત ઉપયોગી છે. આપણે પોતેજ જ્ઞાનમય થવુ એ સિવાય અન્ય, આપણા જીવનનુ લક્ષ હોઈ શકે નહિ અત્યન્ત સુખી થવુ હોય તો આત્મ સાક્ષાત્કાર વિના અન્ય સાધન નથી. ગાઢ અજ્ઞાનમા રહી, વાસનાજન્ય વ્યહારમા ભમતા જે મનુષ્યો કર્મ કરે છે તેઓ કેવળ કર્માન્ધ છે એમ કહેવામા હરકત જેવુ નથી. હાથ, પગ અને શરીર એમાજ આપણુ મનુષ્યપણું હોય એ દયાને પાત્ર છે યત્રો રાત્રિ અને દિવસ કાર્ય કરે છે, પણ કાર્યની મઝા તેઓ ભોગવી શકતા નથી, તેવીજ રીતે સર્વદા ઇન્દ્રિય ભોગોમા વિહરનાર પણ સુખોપભોગ કરી શકતી નથી. જીવનની ખરી મઝા ભોગવનારા તો જ્ઞાનીઓજ છે અમુક ધનવાન એક લાખ રૂપીઆ ખર્ચી એકાદ ચિત્ર ખરીદ કરે, તે ધન આપે છે પણ ચિત્રનુ હાર્દ સમજવાને તે સમર્થ નહિ હોય, એ ચિત્રના દર્શનની ખરી મઝા તો રસ્તે ચાલનારા કોઇ મર્મજ્ઞનેજ પડશે દ્રવ્ય ખર્ચનાર ચિત્રનો માલેક થઇ શકે ખરો પણ તેનો ભોક્તા થવાને તો જ્ઞાનીજ યોગ્ય છે. તમે જગત સમસ્તમા પ્રવાસ કરો અને તમને એકજ વાત પ્રત્યક્ષ થશે સાસારિક સુખોનો ઉપભોગ પણ શાણા–ડાહ્યા મનુષ્યોજ કરી શકે છે. અજ્ઞાન માણસ–મૂર્ખ માણસ સુખનો ખરો ઉપભોગ કરવાને યોગ્યજ નથી.

એકજ પુરૂષ–આત્મા સર્વત્ર ભરપૂર છે તે એકજ છે તેનાથી ભિન્ન ઇતરનુ અસ્તિત્વ અશક્ય છે, આ અદ્વૈતમતવાદીઓનુ કથન છે. આ એકજ અસ્તિત્વ જોનારના ગુણને લઇને ભિન્ન ભિન્નરૂપે

ભાસે છે. ઇન્દ્રિયોમાંથી જોતા તે સંસારરૂપે જણાય છે, મનના ચક્ષુથી તેના તરફ દૃષ્ટિ કરતા તે વિકારમય અને કલ્પનામય ભાસે છે, આ બન્ને ભૂમિકાઓથી ઉત્તમ જેનો અધિકાર છે એવા મહાત્માઓજ તેને તેના ખરા સ્વરૂપમા જોઇ શકે છે તેમને તે સર્વત્ર-સર્વમય-કૈવલ્યરૂપ જણાય છે. અહીં એક વાત તમારે લક્ષમા રાખવાની છે. આપણે સાધારણ રીતે એમ કહીએ છીએ કે દરેક મનુષ્યને આત્મા છે. આમાથી એવો અર્થ નીકળે છે કે દરેક મનુષ્યમા ભિન્ન ભિન્ન આત્મા છે, પણ તેમ નથી. આમ જે આપણે બોલીએ છીએ તે માત્ર વ્યવહાર પરત્વે સમજવાને માટેજ છે. આત્મા એકજ છે તે સર્વત્ર અને અભિન્ન છે ઇન્દ્રિયોની દૃષ્ટિમાં દેહરૂપે ભાસે છે, તેજ આત્મા વિચારની દૃષ્ટિથી મન સ્વરૂપે ભાસે છે, અને એ ઉભય ઉપાધિઓથી પર જઈ આત્માના દર્શન કરવામા આવે તો તે ચિદાનંદરૂપ-સર્વરૂપ છે. આ દેહ માત્રનો વિચાર કરવામા આવે તો સમજવાને ખાતર આપણે તેના શરીર, મન અને આત્મા એવા ત્રણ વિભાગ કરીએ છીએ, પણ વાસ્તવિકમા તે એક અને એકજ છે. દૃષ્ટિજન્ય પરિસ્થિતિ પ્રમાણે કોઈવાર આપણે તેને શરીર, કોઇવાર મન અને કોઇવાર ઉપાધિરહિત આત્મા કહીએ છીએ. જે સર્વત્ર સર્વમય ભરપૂર એક અખંડ સ્વરૂપ છે, તેનેજ અજ્ઞાનથી જગત-એ નામ પ્રાપ્ત થાય છે. અજ્ઞાનવર્ગ તેને જડ જગતરૂપે જુએ છે, તેનાથી ઉચ્ચ પ્રતિના લોકો તેને વિચારમય-આંદોલનમય જુએ છે, જ્ઞાન પ્રાપ્તિથી ભ્રમણાનો નાશ થઈ આત્મદૃષ્ટિને પ્રાપ્ત થયેલા પુરૂષોને તે અખંડ-આનંદ સ્વરૂપ જણાય છે. "**अहं ब्रह्मास्मि**" એ અંતિમ સિદ્ધાન્ત છે. જગતમા બે રૂપ નથી. ત્રણ પણ નથી. જ્યા દૃષ્ટિ કરો ત્યા તે એકજ સ્વરૂપ ભરપૂર છે. સાધારણ અંધકારમાં એક દોરી પડી હોય ને તે જેમ સર્પરૂપે દેખાય છે તેમ માયાના આવરણથી એકજ અનેક

રૂપે દેખાય છે. દોરીના ટુકડામાજ સર્પનો ભાસ થાય છે—ભાસમાન દૃષ્ટિને દોરી અને સર્પની ભિન્નતાનુ જ્ઞાન તે વખતે થતું નથી—અર્થાત્ જ્યારે દોરીને તે સર્પરૂપે જુએ છે, ત્યારે તેને એમ જણાતું નથી કે તે દોરી છે, અને જ્યારે ભ્રમણાનો નાશ થતા તેમાથી સર્પનો ભાસ ઉડી જઇ દોરી જણાય છે, ત્યારે એમ જણાતું નથી કે તે સર્પ છે. દ્વૈત અને અદ્વૈત એ બે સંપ્રદાયો પણ માત્ર તત્ત્વના નિર્ણયને માટેજ આપણે સ્વીકારીએ છીએ, ખરી રીતે તો દ્વૈત જેવુ કાઇ છેજ નહિ, વસ્તુ એકજ છે સર્પ રૂપે જુઓ ત્યારે સર્પ એકજ છે અને દોરીરૂપે જુઓ ત્યારે પણ તે એકજ છે, આપણે સ્વાભાવિક રીતેજ અદ્વૈતને માનનારા છીએ કારણ કે એક વખતે આપણે એકજ વસ્તુ જોઈ કે વિચારી શકીએ છીએ અમુક વસ્તુના વાસ્તવિક અને ઉભય સ્વરૂપો એકજ વખતે આપણે જોઈ શકતા નથી. આપણે જન્મથીજ અદ્વૈતી છીએ અને એ આપણા અદ્વૈત સ્વભાવનો ત્યાગ થઇ શકે તેમ નથી. ધારો કે રસ્તામા થોડેક દૂરથી તમારો કોઈ સ્નેહી આવે છે, તમે તેને સારી રીતે ઓળખી શકો છો, પણ સાયકાળના અંધકાર કે પ્રાતઃકાળે ઝાકળના અંધકારને લઈ તમે એમ સમજી લ્યો છો કે એ કોઇ બીજો માણસ છે. હવે જ્યારે તમે એ વાસ્તવિક રીતે તમારા મિત્રને બીજા માણસ તરીકે જુઓ છો ત્યારે તમે તમારા મિત્રને જોઇ શકતા નથી. તે તમારા મનમા નથી તમે માત્ર એકજ વસ્તુને જોઈ શકો છો. તમારો મિત્ર મી. એ. છે, પણ મી બી ને અંધકારમા દૂર જોતા તમે તેને મી. એ. ધારી લ્યો છો. એ વખતે તમે મી. એ ને જુઓ છો, બી. ને જોતા નથી. આ સિદ્ધાન્ત સાર્વત્રિક છે જો તમે તમને પોતાને માત્ર શરીરરૂપ જોશો તો તમે શરીરરૂપજ રહેશો. ટાઢ, તડકો, સુખ, દુઃખ, ક્ષુધા, તૃષા, જે શરીરના ધર્મ છે તે અવશ્ય તમને બંધનકર્તા થવાનાજ. જગતના લોકોમાં મોટા ભાગની માન્યતા

એવીજ છે. હા, તેઓ પૈકી કેટલાક આત્મા, બુદ્ધિ, મન વગેરે તત્ત્વોની વાતો કરે છે પણ વ્યવહારમાં તેમનો રસ **आहार, निद्रा, भय, मैथुन** ઈત્યાદિ માનુષી વૃત્તિઓથી પર ગયો હોતો નથી. કેટલાક મનુષ્યોનો અધિકાર સાધારણ કોટીથી ઉચ્ચ હોય છે, તેઓ જગતને કલ્પનામય જોઈ શકે છે–કલ્પનાનો આનંદ અનુભવી શકે છે. આને માટે હુ તમને એક ઉદાહરણ આપીશ. સર હમ્ફ્રી ડેવીની વાત તમારા પૈકી ઘણાઓએ સાંભળી હશે. એકવાર સર ડેવી પોતાના વિદ્યાર્થીઓ પાસે ગૅસ (વાયુ) સબંધી કઇ પ્રયોગ કરતા હતા, તેવામા વાયુની નળી એકદમ ફૂટી જવાથી અને ગૅસ તેમના નસકોરામા પ્રવેશ પામવાથી તેમના મગજમા એક પ્રકારનુ ઘેન આવી થોડો વખત તેઓ બેભાન જેવા પડી રહ્યા પાછા શુદ્ધિમા આવતા તેમણે પોતાના વિદ્યાર્થીઓને કહ્યું કે: "આ બેભાન સ્થિતિમા મને વિશ્વ-સમસ્ત કલ્પનાઓની એક અનન્ત જાળ જેવુ જણાતું હતું" ગૅસના એક પ્રકારના ઘેનથી તેટલો વખત સુધી સર ડેવી આ દેહનુ ભાન સદતર ભૂલી ગયા હતા, અને તેથીજ તેમના ચર્મચક્ષુથી જે જગત તેમને જડ ભાસતું હતું તેજ સ્વરૂપ તેમને કલ્પનામય–મનોમય ભાસવા માડ્યુ. એજ પ્રમાણે જો જ્ઞાન દૃષ્ટિ એથી પર જાય તો દેહ ભાવના તેમજ કલ્પનાની ભાવના–એમ ઉભય કલ્પનાઓ નાશ પામી કેવળ આત્મસ્વરૂપનુજ દર્શન થાય છે. સર્વ વિશ્વમા કેવળ સચ્ચિદાનંદ પરમાત્મા સિવાય ઇતર કઇ પણ દેખાશે નહિ.

**किमपि सततबोधं केवलानंदरूपम्।**
**निरुपम मतिवेलं नित्य मुक्तं निरीहम।**
**निरवधि गगनाभं निष्फलं निर्विकल्पं।**
**हृदि कलयति विद्वान ब्रह्मपूर्णं समाधौ॥**

(વિવેક ચુડામણિ.)

જે સતત્ જ્ઞાનરૂપ અને કેવળાનંદરૂપ છે, જે નિરૂપમ અને નિત્ય-મુક્ત છે, જે આકાશ સમાન નિરવધિ અને નિર્વિકાર છે તેવા સંપૂર્ણ બ્રહ્મને સમાધિસ્થ મહાત્માઓ પોતાના હૃદયમાં જુએ છે.

અદ્વૈતવાદીઓને કોઇ એવો પ્રશ્ન કરે છે કે, "સ્વર્ગ, નરક અને એવા પ્રકારના બીજા અનેક લોકોનુ વર્ણન બહુધા બધાજ ધર્મોમાં છે તેની વાસ્તવિકતા સંબંધમાં તમે શું ખુલાસો કરી શકો છો? અનેક ધર્મગ્રન્થોમા એવુ કથન છે કે મનુષ્ય મરણાનંતર સ્વર્ગ લોકમાં કે નરક લોકમા જાય છે, ત્યા તેને ઇતર દેહ પ્રાપ્ત થાય છે. જેવડે તે પોતાના શુભાશુભ કર્મોના ફળ ભોગવે છે" આ માન્યતાનો અમારો સરળ ઉત્તર તો એજ છે કે એ સર્વ ભ્રમણા છે. વાસ્તવિક રીતે કોઇ જન્મતું નથી તેમ મરતું પણ નથી. સ્વર્ગ, નરક કે આ વિશ્વ પૈકીનુ કાંઈ પણ ખરી રીતે અસ્તિત્વમા નથી અમુક બાળ-કનુ મગજ ભૂત પ્રેતાદિની વાતોથી ખૂબ ભરીને તેને રાત્રિને વખતે ક્યાંક બહાર મોકલો ' ત્યા એક ટૂટેલા વૃક્ષનુ થડ હોય છે તેને તે બાળક અંધકારમા કેવુ જોશે? પકડવાને માટે હાથ પ્રસારી ઉભેલા ભૂતની મૂર્તિજ તેને જણાશે. અમુક માણુસ પોતાની પ્રિયતમાને મળવા રાત્રિના અંધકારમા ત્યા આવે છે તેને એજ વસ્તુ એક સ્ત્રી જેવી દેખાય છે, ચોરને એજ વૃક્ષ સિપાહીનુ અનુમાન કરાવે છે, અને પહેરેદાર સિપાહીને એ ભાગેલુ વૃક્ષ ચોરની કલ્પના કરાવે છે. વાસ્તવિકમા તો તે વૃક્ષ તે વૃક્ષજ છે, પણ ભિન્ન ભિન્ન દષ્ટિ અને વસ્તુ સ્થિતિથી તેની ભિન્ન ભિન્ન કલ્પનાઓ થાય છે. એમા વૃક્ષ એ વાસ્તવિક વસ્તુ છે અને ભિન્ન ભિન્ન કલ્પનાઓ ચેતનજન્ય વ્યવહાર છે. એકજ રૂપના આ પ્રમાણે અનેકરૂપ કલ્પી શકાય છે. એજ પ્રમાણે બ્રહ્મ એકજરૂપે સર્વદા અને સર્વત્ર વ્યાપક છે. તે ક્યાય જતું નથી તેમજ તે ક્યાંયથી આવતું પણ નથી.

અજ્ઞાન સ્થિતિમાં માણસને પોતાનાં કર્મોના ફળની ઇચ્છા હોય છે, અને તેને લઈને તે સ્વર્ગની કલ્પના કરે છે, તે જન્મભર એવા સ્વર્ગની કલ્પના કર્યા કરે છે, અને પરિણામે જ્યારે જગતરૂપી સ્વપ્ન અદૃશ્ય થાય છે, ત્યારે તેને બીજુ સ્વપ્ન દેખાય છે. જ્યા તે સર્વત્ર, દેવો, દેવદુતો અને એવી વસ્તુઓ સ્વર્ગરૂપે તે જુએ છેજ ! તે પોતાને દેવો અને દેવાગનાઓ વચ્ચે જુએ છે. અમુક મનુષ્યને તેના પિતૃ-ઓને જોવાની ઇચ્છા થાય તો તેમા આદિ પુરૂષ સુધી તે સર્વને જોઈ શકે, કારણ કે પિતૃઓને પણ ઉપજાવનાર તો તે પોતેજ છે.

કોઇ મનુષ્ય સ્વભાવિકજ ગાઢ અધકારમા હોય અને કોઈ તેના મગજમા રૌ રૌ નરકની વાતો ભરી દે તો મરણ પછી વિવિધ પ્રકારના નરક અને તેની યાતનાઓજ તેને દેખાશે. જે દૃષ્ટિથી તે જગત દેખાતું હતું તેજ દૃષ્ટિથી તેને નરક દેખાશે. જન્મ અને મરણના તત્ત્વનુ શોધન કરવામા આવે તો તેનો અર્થ દૃષ્ટિની દિશા બદલવી એજ થાય છે. આપણે મૃત્યુને લીધે ક્યાય પણ જતા કે આવતા હોઇએ તેમ નથી. આપણે સર્વ અભિન્ન એકરૂપ હોઇએ, આ જગત અને આપણે જો વાસ્તવિકમા ભિન્નજ ન હોઇએ, તોપછી જવાનુ ક્યાં અને આવવાનુ ક્યાથી ? જવુ અને આવવુ એ માત્ર વસ્તુસ્થિતિ સમજાવનાર શબ્દો છે, વાસ્તવિક રીતે જવુ અને આવવુ અશક્યવત્ છે. સર્વવ્યાપક હોય તેને જવા આવવા જેવુ હોઈજ ન શકે. આકાશ સદા સર્વદા સ્થિર છે. વાદળા આવે છે અને પસાર થાય છે. વાદળોનું આગમન પ્રતિગમન જોઈ કદાચ કોઇને એમ લાગે કે આકાશ ગતિ-માન છે, તો તે ભ્રમણાજ છે. આપણે રેલગાડીમાં બેઠા હોઇએ ત્યારે ભાસ થાય છે કે આસપાસની જમીન ચાલે છે, પણ ખરીરીતે અનુ-ભવ પછી આપણે તેમ સમજતા નથી. તેજ પ્રમાણે આપણે સ્થિર છીએ—આ સ્વપ્નમાંજ આ સર્વ સસાર—સર્વ ખટપટ અને મારામારી

જોઇએ છીએ. એક સ્વપ્ન સમાપ્ત થતાં બીજા સ્વપ્નનો પ્રારંભ થાય છે; જીવનસ્વપ્ન સમાપ્ત થતા મરણનુ સ્વપ્ન શરૂ થાય છે; તેમાં કોઈ પણ પ્રકારનો સંબંધ નથી. એજ પ્રમાણે વિશ્વમા અમુક સનાતન નિયમો છે કે અમુક કાયદા છે એમ નથી, સ્વપ્નની પરંપરાનેજ આપણે નિયમ કે બંધારણ એવુ નામ આપીએ છીએ. અલાઇસ ઇન વન્ડરલૅન્ડ ( alice in wonderland ) નામનુ ન્હાના બાળકોનુ પુસ્તક તમારા પૈકી ઘણાઓએ વાચ્યુ હશે. બાળકોને માટેના જેટલા પુસ્તકો મ્હે વાચ્યા છે તે સર્વમા મને એ ઉત્તમ—મનમોહક જણાયુ છે. એ પુસ્તક વાચતા મને બહુજ મઝા પડી હતી. ન્હાના બાળકો માટે એકાદ એવુ પુસ્તક લખવાની ઇચ્છા પણ મને થઈ હતી. એ પુસ્તકમાં જે મુખ્ય ખૂબી મ્હારા જોવામા આવી છે તે એ છે કે પરસ્પર નહિ, એવી વાતોનો તેમા સંગ્રહ છે. એક કલ્પના કરવામા આવે છે તે પૂરી થાય નહિ, ત્યા બીજી કલ્પનાનો અડગો ઉભો કરી દેવામા આવે છે, અને એ ઉભય કલ્પનાઓનો પરસ્પર જરા પણ સંબંધ નહિ. આ સર્વ કથન અસંબંધ છે એમ આપણે ન્હાના હોઇએ ત્યારે જણાતુ નથી. તે વખતે એ સર્વ વાતો બરાબર સત્ય જેવી ભાસે છે એ પુસ્તકના કર્ત્તાએ પોતાની બાલ્યાવસ્થાની મનોવૃત્તિનો પૂરો વિચાર કરી બાળકોને માટે એ પુસ્તક રચ્યુ હોય એમ જણાઇ આવે છે. બાળકોને જે વાત સુસંગત—વાસ્તવિક લાગે છે તેજ વાત વય અને અનુભવમા વૃદ્ધ થતા અસંગત અને અવાસ્તવિક જણાય છે. જ્ઞાનની દૃષ્ટિથી આપણે પણ બાળકો જેવા જ છીએ. ઉપર્યુક્ત પુસ્તકના જેવી આ સંસારની સ્થિતિ છે. તેમા સ્વપ્નની પેઠે આપણે અનેક વસ્તુઓ, અનેક ક્રિયાઓ, અનેક ભાવનાઓ વારંવાર જોઇએ છીએ. એકની એક વાત જ્યારે વારંવાર આપણા જોવામાં આવે ત્યારે આપણે એમ માની લઇએ છીએ કે અમુક કારણ છે

અને અમુક કાર્ય છે, અને એમ ધારી લઇએ છીએ કે એજ પ્રમાણે વારવાર બન્યા કરશે. આ સ્વપ્નની સમાપ્તિ થતા બીજા કઇક એવાજ નિયમનુ આપણે અનુમાન કરી લઇએ છીએ. સ્વપ્નમાં આપણને કાર્ય કારણનો જે ભાવ અને સુસંગતિ જણાય છે–તે મૃગજળ છે–તે અવાસ્તવિક છે એવુ ભાન આપણને તેજ દશામાં થતું નથી, પણ જ્યારે આપણે જાગીએ છીએ ત્યારેજ જણાય છે કે સ્વપ્નગત બનાવો અસબધ હતા. તેજ પ્રમાણે આ વિશ્વરૂપ મહાસ્વપ્નમાથી જાગૃત થતા, જ્ઞાનની દષ્ટિ ઉઘડતા–સત્યની સાથે આ વિશ્વની દષ્ટિથી આપણે માનેલા નિયમો અને મહાનિયમોની તૂલના કરતા આપણને અનેક અસગત બનાવો–અનેક અઘટિત ઘટનાત્મક ક્રિયાઓ દષ્ટિગત થશે. આપણને એમ સ્પષ્ટ જણાશે કે આ પદાર્થો કે ઇચ્છાઓ સર્વે ઉડી જનાર વાદળાની પેઠે છે. તે ક્યાથી આવે છે, ક્યા જાય છે તે આપણે જાણતા નથી, પણ તે ઉડી જાય છે, તે અવાસ્તવિક અને અસગત છે એમ આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ. એક કીટ (પતગ) જેવા પ્રાણીથી લઇને તે ચદ્ર અને સૂર્ય પર્યંતના સર્વ પદાર્થો વિકારી અને ઉડી જનારા જણાય છે–એ માયા છે. અવિકારી સ્થિતિમા સ્થિર જો કોઈ પણ તત્ત્વ હોય તો તે તમે પોતેજ–તમારો આત્માજ છે. વાદળ આવે છે ને જાય છે, સસાર આવે છે ને જાય છે, જીવન આવે છે ને જાય છે, તમે ત્યાજ છો. આ અવિનાશી અજર અને અમર તત્ત્વ–એજ પામવા યોગ્ય છે. ત્યાંજ આનદનો અવધિ છે. બાહ્ય દષ્ટિથી–મનની કે બુદ્ધિની દષ્ટિથી જોતાં તે પરમાત્મારૂપ આપણાથી ભિન્ન જણાય છે; અંતરાભિમુખ થઈ તેને જોતા તે આપણા અતરમાં આપણાથી અભિન્નજ જણાય છે. તે એકજ છે–સર્વમય છે. તે આપણા આત્માથી ભિન્ન નથી. હુ તુ એ એકજ તત્ત્વની બે દિશાઓ છે. જ્ઞાનની દષ્ટિથી જોતાં "તુંહિતું" છે. આપણાથી ભિન્ન

પરમાત્મા જેવું કોઈ પણ તત્ત્વ અસ્તિત્વમાં નથી. તેવીજ રીતે તમે કે જે નિશ્ચલ સ્વરૂપ છો તેનાથી ઉચ્ચ કોઈ તત્ત્વ હોય તેમ પણ નથી. દેવતાઓ અને ગંધર્વો ઈત્યાદિ સર્વ તમે પોતેજ ઉત્પન્ન કરેલી ક્ષુદ્ર શક્તિઓ છે. "આકાશસ્થપિતા" અને અન્ય દેવો તમારી કલ્પનાએ જ ઉત્પન્ન કરેલા ચિત્રો છે. પરમાત્મા એટલે તમારી પોતાનીજ પ્રતિમા. ખ્રીસ્તિ શાસ્ત્રોમાં એવુ કથન છે કે પોતાની મૂર્તિ અનુસાર પરમેશ્વરે માણસની રચના કરી છે. ( God created man after his own image. ) આ કથન વાસ્તવિક નથી ખરૂ તો એ છે કે મનુષ્યેજ પોતાની મૂર્તિને અનુલક્ષી પરમાત્માની ઉત્પત્તિ કરી છે. આ વિશાળ વિશ્વમા આપણેજ અનેક દેવો ઉત્પન્ન કરીએ છીએ. પરમાત્માને નિર્માણ કરી, તેની કલ્પના કરી આપણેજ તેને પગે પડીએ છીએ–પૂજા કરીએ છીએ, એ એક સ્વપ્ન છે. જેમ સંસાર સ્વપ્ન છે તેમ પરમાત્માની કલ્પના પણ સ્વપ્ન છે.

આજે જે અનેક મુદ્દાઓની ચર્ચા કરવામા આવી છે, તે સર્વનો સારાંશ એજ છે કે, અસ્તિત્વ માત્ર એક અને અભિન્ન છે. વિવિધ દેશકાળને લઈને આપણે તેને પૃથ્વી, સ્વર્ગ નરક, પરમેશ્વર, પિશાચ, મનુષ્ય અને રાક્ષસ વગેરે નામોથી વ્યવહાર કરીએ છીએ. એ સર્વ આપણેજ નિર્માણ કરેલી સૃષ્ટિ છે. તથાપિ "**नित्योऽनित्यानां चेतनं श्चेतनानाम् एको बहूनां यो विदधाति कामान् । तमात्मस्थं येऽनुपश्यंति धीरास्तेषां शान्तिः शाश्वति नेतरेषाम्॥**" ( કઠોપનિષદ્ ૫–૧૩ ) અનિત્ય એવી આ સર્વ વસ્તુઓમાં જે નિત્ય તત્ત્વને જુએ છે, મૃત્યુવશ આ વિશ્વમા અમૃતત્ત્વ–ચૈતન્યનો જે અનુભવ કરે છે, અને સચરાચરને શાન્તિ આપનાર સ્વયં પ્રકાશમાન પરમાત્માને જે પોતાના અંતરાત્મામાં જુએ છે તેજ નિરતિશય શાન્તિનો ઉપભોગ કરી શકે છે. આ એકજ તત્ત્વ પામવા કે અનુભવ

કરવા યોગ્ય છે. કોઈ પ્રશ્ન કરશે કે કેવી રીતે અનુભવ કરવો ? તેનો વિધી શુ છે ? આ સ્વપ્નમાંથી જાગૃત કેવી રીતે થવાય ? આપણે ન્હાના—ક્ષુદ્ર મનુષ્ય છીએ—આપણે દેહ છીએ—આપણે મન છીએ, એ આપણી ભ્રમણા કેવી રીતે દૂર થઇ શકે ? આપણે કે જે આ વિશ્વના અધિષ્ઠાન છીએ, તેમણે પોતાનીજ કલ્પનાથી જડરૂપ ધારણ કરી આ ન્હાના સરખા દેહને પોતાનુ માની તેમા બધાઇ જવાનુ પ્રિય ધાર્યું છે. આપણે એક મનુષ્યના મુખમાંથી પ્રશસાના બે શબ્દો સાંભળીએ છીએ તો આનદથી ઉભરાઈ જઇએ છીએ, અને કોઈ બે અપશબ્દો કહે તો તરતજ ભડકી ઉઠીએ છીએ. આ આપણી સ્થિતિ ખરેખર દયાને પાત્ર છે. ગુલામગીરીનુ આના કરતા દયાપાત્ર સ્વરૂપ બીજુ ભાગ્યેજ હશે ! સુખ અને દુ.ખના દ્વન્દથી નિર્લેપ જે હું—જેનુ આ સર્વ વિશ્વ એક પ્રતિબીમ્બ માત્ર છે, સૂર્ય અને ચન્દ્ર એતો મ્હારા સામર્થ્યના ક્ષુદ્ર અશ માત્ર છે—એવો જે હુ તે શુ આવી ગુલામગીરીમા સપડાયલો રહુ છુ ! મ્હારા શરીરને જરાક વાગતા હું દુઃખથી પોકારી ઉઠુ છુ, તેમજ કોઈ બે મીઠા શબ્દો કહે તો આનં-દના શિખરપર જઈ બેસુ છુ, આ કેટલી દયાજનક સ્થીતિ ! હું આ ક્ષુદ્ર દેહનો દાસ—મનની વાસનાઓનો દાસ, આ જગતની નિદા સ્તુ-તિનો દાસ, હુ સુખનો દાસ, જીવિતનો દાસ તેમજ મૃત્યુનો પણ દાસ ! એ સર્વ ક્ષુદ્ર પરિસ્થીતિઓનો હુ દાસાનુદાસ થઈ રહ્યો છુ. ગુલામની પેઠે એ બધનોમાં હુ બધાઈ ગયો છુ. આ ગુલામગીરીમાથી મ્હારી મુક્તિ કેવી રીતે થાય ! આ અનત અસંબંધ શૃખલાની જાળ કેવી રીતે તૂટે ? એનો કોઈ ઉપાય છે ? હા તેનો ઉપાય છે. સત્સગથી આત્મા સબધી જ્ઞાન મેળવવુ, વિવેકથી એ જ્ઞાન દૃઢ કરવુ અને નિર-ન્તર તેનુ ચિત્વન કરવુ એજ પરમાનદ પામવાનો ઉપાય છે—એજ અદ્વૈતવાદનુ અતિમ લક્ષ્ય છે. સત્ય સાંભળો, સત્યનો વિચાર કરો

અને સત્યને તમારા આત્મામાં ગુથી ઘો ! એકજ વિચાર કરો ! **अहं ब्रह्मास्मि** હું તેનાથી અભિન્ન છું, એ ચિંતનને તમારા ચિત્તથી દૂર થવા ઘો નહિ એ સિવાયના જે જે વિચારો, જે જે ઇચ્છાઓ અને જે જે ભાવનાઓ છે તે સર્વ તમારા આત્માને બંધન કરનારજ છે. હું અમુક છું એ ભાવના તદ્દન બાલીશ છે. ખરૂં જોતાં શરીર અને મન એ મનુષ્યના આત્માના બંધનોજ છે. પરમેશ્વર, પૂજા, ઉપાસના એ પણ મનુષ્યના આત્માને જડ બંધનોમાંથી છોડાવનાર સૂક્ષ્મ બંધનોજ છે. ફરી ફરી, શ્વાસે શ્વાસે **अहं ब्रह्मास्मि** —એ ભાવના સિવાય બ્રહ્માંડ સમસ્તને તમારા મગજમાંથી ઉડાવી ઘો !

**यत्र नान्यत्प यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमाऽथ यत्रान्यत्पश्य त्यन्यच्छृणोत्यन्य द्विजानाति तदल्पं यो वै भूमा तदमृतमथ यदल्पं तन्मर्त्यं स भगवः कस्मिनप्रतिष्ठित इति स्वे महिम्नि यदि वा न महिम्नीति.** ( છાંદોગ્યોપનિષદ્ ૭–૨૪ )

જ્યાં એક અન્યને સાંભળે છે, જ્યાં એક અન્યને જુએ છે તે પરિમિત—અલ્પ છે જ્યાં એક એકને સાંભળતો નથી, જ્યાં એક એકને જોતો નથી, તે અનંત છે. સર્વથી ઉચ્ચ ધામ એજ છે જ્યાં પ્રમાણ અને પ્રમેય એકરૂપ થાય છે, જ્યાં પૂજક અને પૂજ્ય અભિન્ન થાય છે, ત્યાં તેનો વાસ છે. જ્યાં હુંજ ગુરૂ અને હુંજ શિષ્ય છું, જ્યાં હુંજ રાજા અને હુંજ પ્રજા છું, જ્યાં હુંજ વક્તા અને હુંજ શ્રોતા છું તે સ્થાનજ એક નિર્ભય છે. જ્યાં આપણેજ સર્વસ્વ હોઇએ—જ્યાં આપણાથી ભિન્ન એવું કશુંજ નથી ત્યાં ભીતિ રાખવાનું તો પ્રયોજનજ શું હોય ? એજ સાંભળવું—એનોજ વિચાર કરવો—એનુંજ ધ્યાન કરવું એજ એક માર્ગ છે.

**સબ જગ રૂઠા રૂઠન દે, મેરો રામ રૂઠો ના ચાહીયે.**

જગત સમસ્તને વિસારી તેનુંજ ચિંતવન કરો ! સર્વ વિચારોને,

સર્વ ઇચ્છાઓ અને સર્વ ભાવનાઓને ફેંકી દો ! સર્વનુ વિસ્મરણ કરી વારંવાર એનુજ સ્મરણ કરવુ જોઇએ. કર્ણપટપર ફરી ફરી પ્રેમપૂર્વક એજ પ્રેમધારાનુ સિચન થવુ જોઇએ. એ પ્રેમધારાને હૃદય સુધી પહોચવા દો. હૃદયની ગુહ્યતમ ગુફાસુધી એ ધ્વનિને પહોચવા દો ! રક્તના એક એક બિન્દુને, એકે એક નાડીને, મગજની એકે એક શિરાને એ પ્રેમધ્વનિથી ગાજી ઉઠવા દો, એટલે શાન્ત **सोऽहम सोऽहम्** એવા ધ્વનિનો રણકાર તમારા હૃદયમા રમી રહેશે. મૃત્યુના મુખમા જઇને પણ પ્રેમથી ઉચ્ચાર કરો કે **सोऽहम्** હુ તેજ છુ. હિન્દુસ્તાનમા એક સન્યાસી હતો તે નિરન્તર **शिवोऽहम्** એજ ઉચ્ચાર કરતો હતો. એકવાર તે એક નિર્જન અરણ્યમાથી પસાર થતો હતો ત્યાં એક વાઘે ઓચિન્તો તેના ઉપર હુમલો કર્યો. તેનો **शिवोऽहम्**નો જાપ તો ચાલુજ હતો. વાઘે પજાથી તેનુ શરીર ચીરી નાખ્યુ, ત્યારે પણ તેના મુખમાથી એજ ઉચ્ચાર થતો હતો. જયાસુધી તેના દેહમા જીવ હતો ત્યાસુધી એજ શબ્દ તેના મુખમાથી નીકળતો હતો. ગમે તેવા ભયકર સકટની વચ્ચે, મૃત્યુના મુખમા જતા, લડાઇના મધ્યભાગમાં ચારે તરફ શત્રુઓ ઘેરી વળ્યા હોય ત્યારે, સમુદ્રના તળ ભાગમા ડૂબતા, કોઈ ઉચ્ચ પર્વતના ભયકર શીખરપરથી ધકેલાતા કે અરણ્યમા નિરાધાર ભટકતા પણ આપણા મુખમાથી એજ શબ્દ નીકળવા દો ! આપણુ હૃદય એજ ભાવનાઓથી ભરેલુ રહેવા દો ! રાત્રે અને દિવસમા, જાગૃત અને સ્વપ્નમા **सोऽहम्** નો જાપ તમારા મુખમા ચાલુજ રાખો. પ્રેમનામનો પુનરૂચ્ચાર હૃદયમા બળ અને શ્રદ્ધા ઉત્પન્ન કરે છે. **नायमात्मा बलहीनेन लभ्यः** બળહીન માણસ આત્માનો લાભ પ્રાપ્ત કરી શકતો નથી, (મુણ્ડકોપનિષદ્ ૩–૨૪) આ શ્રુતિવાક્ય લક્ષમા લેવા યોગ્ય છે. "ઓ પ્રભુ! હું પાપી છુ, હુ દુ:ખાર્ત છુ" એવા શબ્દો કદિ પણ ઉચ્ચારો નહિ !

શું તમને કોઇ આવીને સહાયતા કરવાનું હતું ? તમે પોતેજ આ વિશ્વના ઉત્પન્ન કર્તા છો, તોપછી તમને સહાય કરનાર બીજું કોણ હોય ? આ માનવ કે દેવ અગર દાનવ સૃષ્ટિમા એવો કોઇ પણ મનુષ્ય નહિ હોય કે જે તમારી અપેક્ષામાં તમને સહાય કરવાને અધિક સમર્થ હોય ! આ જગતમાં પરમેશ્વરજ તમે હો તો તમે કોની પાસેથી સહાયની યાચના કરો અને કોણ તે તમને આપે તેમ છે ? જો તમને કોઈ પણ સહાય કરનાર હોય તો તે તમે પોતેજ છો. આપણે પ્રાર્થના કરીએ છીએ અને ક્વચિદ્ એ પ્રાર્થના સફળ થઈ કઈ લાભ જણાય છે તો આપણે માની લઇએ છીએ કે એ પ્રાર્થના સાંભળનાર આપણાથી કોઇ ભિન્ન પદાર્થ છે, પણ એ કેવળ ભ્રમણા છે ખરી રીતે એ પ્રાર્થના સફળ કરનાર તમે પોતેજ છો, યદ્યપિ તમે એ રહસ્ય સમજી શકતા નથી. આપણને એમ લાગે છે કે મદદ બહારથી આવે છે પણ આપણા સિવાય આપણી જાતને મદદ કરનાર અન્ય કોઈ પણ પદાર્થ કે શક્તિ નથી આપણેજ આપણા કર્ત્તા અને આપણેજ સંહર્ત્તા છીએ. રેશમનો કીડો પોતાના પેટમાથી તતુ કાઢી પોતાનાજ શરીરને વીંટાળે છે, અને જ્યારે તેનાથી બરાબર જકડાઇ જાય છે ત્યારે પોકારે છે કે “ આમાથી મને કોણ મુક્ત કરશે ? ” આપણે સમજી શકીએ છીએ કે તેની એ ચિન્તા વ્યર્થ છે. આવી સ્થીતિમાં તેને કોઇપણ સહાયતા કરી શકે તેમ નથી. તેણે પોતેજ યોજેલી જાળ તેણે પોતેજ તોડવી જોઇએ. એ જાળ પોતે તોડતા તેનુ સુંદર શરીર મુક્ત થઈ ગમે ત્યા ગમન કરી શકે છે. રેશમના કીડાની પેંઠ તમેજ આ શરીરાદિ નીર્માણ કર્યા છે. આ સુખ દુ:ખ આદિનો મોહ, શોક એ પણ તમારા અહંકારને લઇનેજ છે. અહકારના ઘરમાંથી બહાર આવો એટલે સત્યની સાથે તમારી ભેટ થશે. તમારા ચંચળ ચિત્તને નિરન્તર “ **સોઽહમ્** ” નો પાઠ શીખવતા જાઓ ! એ

એકજ જાપથી તમારા મનોવિકારો અને અનંત જન્મોની વાસનાઓ ભસ્મીભૂત થસે. જેમ ઘોર નિદ્રામાં બેભાન પડેલ અમુક વ્યક્તિને જગાડવા માટે વારવાર તેનું નામ દઇ બોલાવવાની તથા હલાવવા વગેરે ક્રિયાઓ કરવી પડે છે, તેવીજ રીતે ઘોર નિદ્રામાં પડેલી આપણી સ્વરૂપ ભાવનાને જાગૃત કરવા માટે વારંવાર જાપરૂપી પ્રહારોની જરૂર છે. તે સિવાય બીજો કોઇ ઉપાય સાધ્ય નથી. તમારી સત્યવૃત્તિને જાગૃત કરવામા વિઘ્નરૂપ થાય એવા સર્વે આહારવિહારનો ત્યાગ કરો ! જ્ઞાનયોગી થવાના જીજ્ઞાસુએ હૃદયની દુર્બળતા અને કાર્યમાં મદોત્સાહનો સત્વર ત્યાગ કરવો જોઇએ. દુર્બળ–કાયર મનુષ્ય કોઇ પણ કાળે મુક્તિના માર્ગનો અધિકારી થઈ શકતો નથી.

અભ્યાસનો આરંભ કરતા પ્રથમ આપણે મનમાથી સર્વ સંશયોને દૂર કરવા જોઇએ. ખૂબ સંશય કરો ! તર્ક કરો, વિચાર અને વિવેકથી સત્યને તમારા હૃદયમા ઠસાવો–દૃઢ કરો અને સત્ય તમારા અંતકરણમા સ્થાપિત થાય કે પછી તરતજ સર્વ તર્કવાદ અને સંશયને હમ્મેશને માટે રજા આપો. મુનિવ્રત ધારણ કરી સત્યનુ જ મનન કરો ! તમારા મનમા સંશય ઉત્પન્ન થવાનુ સ્થાન જ ન રહેવા દો, તેમજ બીજાને સમજાવવા માટે પણ તર્ક કરવાનુ છોડી દો ! હવે વાદવિવાદ અને તર્ક વિતર્ક શા માટે ? તમારા મનનુ સમાધાન કરવા માટેજ તર્ક છે. હવે તમારે તર્ક વિતર્ક અને વાદવિવાદ મૂકીને કોઈ ઉત્તમ અને ઉચ્ચ અનુભવનો સાક્ષાત્કાર કરવાનો છે તોપછી શા માટે નકામા વિવાદમા સમયનો દૂરપયોગ કરવો ? હવે સત્યનો સાક્ષાત્કાર કરવા નિરન્તર સત્યનુ ચિન્તવન કરતા આપણે આપણા પ્રયત્નમાં સહાય કરનાર દૃઢતાના વિચારોનો આશ્રય કરીને જરા પણ સંશય કે અદૃઢતા ઉત્પન્ન કરે એવા વિચારોનો ત્યાગ કરવો જોઇએ. શુદ્ધ ભક્તિમાન સાધુપુરૂષ પોતાની પ્રિય મૂર્તિ કે અન્ય એવા

દૃશ્ય સાધનદ્વારા પરમાત્માનુ નિરન્તર ચિંત્વન કરે છે. આ માર્ગ જો કે સરળ છે તથાપિ એ માર્ગ લાબો છે એમાં તો ખોટું નથી. રાજ યોગી મહાત્મા પોતાના હૃદયમા ચિંત્વન કરતો કુડલિની (મનશક્તિ) ને જાગૃત કરવાના પ્રયત્નમા નિમગ્ન થાય છે. જ્ઞાનયોગનો માર્ગ આ ઉભયથી ભિન્ન પ્રકારનો છે. જ્ઞાનયોગી, શરીર અથવા મનનુ અસ્તિત્વજ નથી એવુ ચિત્વન કરે છે. શરીર, મન અને તજ્જન્ય વ્યવહારની કલ્પનાનો સર્વથા લોપ થઈ જવો જોઇએ. જ્યા શરીર અને મન વાસ્તવિક રીતે અસ્તિત્વમાજ નથી ત્યા તેનો વિચાર કરવો એ ભ્રમણા છે. જેમ એક રોગનુ શમન થતા બીજા રોગને આમત્રણ કરવુ એ મૂર્ખાઈ છે તેવીજ રીતે જ્ઞાનીને આ સર્વ પ્રયત્ન આ સસારનો વ્યવહાર તેની દૃષ્ટિમાથી લોપ થઈ જવા માટે છે. યોગી થયા છતાં જો શરીર અને મનની કલ્પના રહે તો એ યોગ જ નથી. જ્ઞાન યોગનો માર્ગ અત્યન્ત કઠિન અને દુસ્તર છે. જો એકજ શબ્દમા જ્ઞાનનુ રહસ્ય સમજાવવાનુ હોય તો તે **नेति** છે જ્ઞાનયોગી દરેક વસ્તુને **नेति** અર્થાત્ આ નહિ, આ નહિ એમ કહી તેનાથી દૂર રહે છે આમ "**नेति, नेति**" કહેતા છેવટે શુ રહે છે? તે પોતેજ—તેનો આત્માજ. એ આત્માજ પામવા યોગ્ય છે હુ જ્ઞાની છુ એમ કહેવું સહેલુ છે પણ જ્ઞાનનો માર્ગ અત્યન્ત કઠિન છે **क्षुरस्य धारा निशिता दुरत्यया। दुर्गपथस्त कवयो वदंति** (કઠોપનિષદ્ ૧–૩–૪) તલવારની ધારપર ચાલવુ અને જ્ઞાની થવુ એ બે સમાન છે, તથાપિ ભય પામવાનુ કારણ નથી, ધીરજ છોડવાનુ કારણ નથી. શ્રુતિ પ્રેમ અને શ્રદ્ધાથી કહે છે કે, **उत्तिष्ठत: जाग्रत: प्राप्यवरा निबोधत।** ઉઠ! જાગૃત થા! અને જ્યાસુધી લક્ષ્યને પહોચાય નહિ ત્યાસુધી ધીરજથી પ્રયત્ન કર!

આ પ્રમાણે "હુ દેહ છુ કે હુ મન છુ" એ ક્ષુદ્ર કલ્પનાઓનો

જ્ઞાનીએ સર્વથા ત્યાગ કરવો જોઇએ. "હું સ્વામી છુ" એવી ભાવના મ્હારા મનમા થાય તો તેનો અર્થ એટલોજ કે મને શરીરાદિનો મોહ છે, અને આ મોહને દૂર કરવા જ્ઞાનીએ પોતાના મનને ઉપાલભ આપી કહેવુ જોઇએ કે "તું દેહ નથી." "તુ આત્મા છે" "ભલે શરીરને સેકડો વ્યાધિઓ પોતાનું ઘર બનાવે તેથી તને શુ છે? વિકાળ મૃત્યુ પોતાના જડબા ઉઘાડી છેક સમીપ આવે તેથી પણ ત્હારે શુ ભય પામવાનુ છે? નહિજ કારણ કે મૃત્યુ તને સ્પર્શ કરવાને સમર્થ નથી. જો તું દેહજ ન હોય તો દેહને શૃગાર સજાવવો, તેને સ્વરૂપવાન બનાવવુ, એ શા માટે? હે મન! શુ તને ફરી માયાના દાસત્વમા પડવાની ઇચ્છા છે? શુ તૂટેલી જાળ ત્હારે ફરી બાધવાની છે? નહિ! નહિ! તુ એ સ્વપ્નને ભૂલી જા! તું તેજ છે, એ ત્હારા સ્વરૂપનુ ચિંતવન કર!" જ્ઞાનીનો આ માર્ગ છે.

ભક્ત કહે છે કે, "આ શરીર મને ઇશ્વિરે આપ્યુ છે, અને તેનાદ્વારા આ સસારસાગર હુ પાર ઉતરી જાઉં એ તેનો ઉદ્દેશ છે માટે એ સમુદ્ર તરી જવાય ત્યાસુધી શરીરનુ રક્ષણ કરવુ એ મ્હારો ધર્મ છે" યોગી કહે છે કે, "આ શરીર અનેક શક્તિઓનું કેન્દ્ર છે, તે શક્તિઓ પૂર્ણપણે વિકાસ પામે ત્યાસુધી મ્હારે શરીરનુ રક્ષણ કરવુ આવસ્યકીય છે." જ્ઞાનીને શક્તિની કે ભવસાગર તરવાની અપેક્ષા નથી. તેને મોહ પમાડી શકે એવી કોઈ પણ વસ્તુ આ જગતમા નથી. તેને એકજ વસ્તુની અપેક્ષા છે, તેના હૃદયમા એજ ધ્વનિ થાય છે કે, "હુ સદૈવ મુક્ત છું. હું કોઇવાર પણ બદ્ધ નહોતો. હુ આ સૃષ્ટિના આત્માનો પણ આત્મા છુ મને પૂર્ણુત્વ આપનાર ઇતર કઈ શક્તિ અસ્તિત્વમા છે? હુ પોતેજ પૂર્ણ છું હુ બધનમુક્ત છુ."

મનુષ્ય સ્વતઃ જ્યારે પૂર્ણ થાય છે—પોતે જ્યારે પ્રેમસ્વરૂપ થાય

છે, ત્યારે સર્વત્ર તેને પૂર્ણતા અને પ્રેમ જણાય છે. જ્યારે તે સર્વત્ર અપૂર્ણતા જુએ છે ત્યારે સમજવુ કે તેની પોતાની અપૂર્ણતાનું પ્રતિબીમ્બજ તેને સર્વત્ર જણાય છે. જો તે પોતે અપૂર્ણ ન હોય તો બીજામા તેને અપૂર્ણતા શી રીતે દેખાય? જ્ઞાનીને પૂર્ણતા કે અપૂર્ણતા કંઈ નથી. તે ઉભય પરિસ્થાતિને માટે નિસ્પૃહી છે. તેની દષ્ટિમાં તેના આત્મા સિવાય અન્ય કોઇ વસ્તુનુ અસ્તિત્વજ નથી. મુક્ત સ્થીતિમા તેને કંઈ પ્રિય નથી, તેમજ અપ્રિય પણ નથી. તેને કઇ સારૂ નથી તેમ નરસુ પણ નથી સારૂ અને નરસુ એ ભેદભાવ કોના માટે છે? જેનામા એ ભેદ છે શરીરને કોણ જુએ છે? શરીરની ભાવના કોને બધનકર્તા છે? જે પોતાને શરીર માને છે તેનેજ "હું દેહ નથી" એ અનુભવથી સાક્ષાત થતાજ જગતની ભાવના ઉડી જાય છે તે હમ્મેશને માટે ઉડી જાય છે. વિચાર અને વિવેકથી શ્રવણ અને મનનથી જ્ઞાનીજન આ સસારના બધનને વીરતાથી તોડી નાખી પોતાના પ્રિયતમને મળે છે. એજ તેનો માર્ગ છે. **નેતિ, નેતિ** આ નહિ, આ નહિ એમ સસારની સર્વ મોહજાળથી મુક્ત થઈ જ્ઞાની સત્ય સુખને પામે છે



# દાનવીર શેઠ માણેકચંદ પાનાચંદ જે. પી.

**वदनं प्रसाद सदनं सदयं हृदयं सुधामुचो वाचः**
**करणं परोपकारं येषां केषां न ते जना वन्द्याः ?**

" જેમનુ વદન પ્રસન્નતાના ભડારરૂપ, હૃદય દયાયુક્ત, વાણી અમૃતની વૃષ્ટિ સમાન અને કર્મ પરોપકાર છે, એવા મહાજનો કોને વધ નથી ? "

વર્તમાન ગુજરાતમાં ઉદાર શ્રીમાનોનો છેક અભાવ નથી, પરતુ તેઓમા જેઓ ગાડરીઆ પ્રવાહમા ન તણાતા કઇક અક્કલનો ઉપયોગ કરીને દેશકાળની ખરી આવશ્યકતાઓને અનુસરતા માર્ગે પોતાની ઉદારતાનો ઉપયોગ કરતા હોય એવા તો થોડાજ હશે. વળી તેમા પણ સ્વપુરૂષાર્થે મેળવેલા દ્રવ્યનો અર્ધ ઉપરાત ભાગ જેમણે લોક-હિતમા ખર્ચી નાખ્યો હોય એવા પુરૂષ તો વિરલજ છે.

"દિગબર જૈન" માસિકના બે છેલ્લા અકોમા એક એવીજ કોટીના દાનવીર પુરૂષ શેઠ માણેકચંદ પાનાચંદ જેઓ ગત આષાઢ માસમા ૬૨ વર્ષની વયે એકાએક વિદેહ થયા છે, તેમના વિષે કેટલાએક લેખો પ્રકટ થયા છે. આ ઉદારાત્મા જૈન જ્ઞાતિના હોઈ તેમની ઉદારતાનો મ્હોટો ભાગ જૈનધર્મ અને સમાજ પ્રત્યે યોજાયલો હોવા છતાં અન્ય જ્ઞાતિવાળાઓ માટે પણ તે અનુકરણીય હોવાથી એ લેખોના સારાશ પૂર્વક આ ઉલ્લેખ યોજાઈ વાચક બધુઓ પ્રત્યે સાદર થાય છે.

શેઠ માણેકચદ હીરાચદના પ્રપિતા ઉદયપુર તાબાના બીંડર ગામના વતની હોઈ ગરીબાઈને લીધે તેઓ સં. ૧૮૪૦માં સુરત

આવી રહ્યા હતા. તેમના બે પુત્રોમાના એક હીરાચંદજી હતા. જેમના ચાર પુત્રોમાંથી શેઠ માણેકચંદજી ત્રીજા હોઇ તેમનો જન્મ સુરતમાં સં. ૧૯૦૮મા થયો હતો.

આ ચારે ભાઇઓને **શિક્ષણ ગુજરાતી લખવા વાંચવા પૂરતુંજ મળેલું હતું.** માણેકચંદજીના માતુશ્રી તેમને આઠ વર્ષનાજ મૂકીને ગુજરી જવાથી અને સ્થિતિ બહુજ ગરીબ હોવાથી નિર્વાહ માટે ધંધો કરવા ઉપરાંત સંતાનોને રાંધીને જમાડવાનુ તેમજ તેમની બીજી સર્વ સંભાળ લેવાનુ કાર્ય પણ તેમના પિતાજીનેજ કરવુ પડતું હતું

કેટલાક વર્ષ પછી હીરાચંદજીએ સર્વ પુત્રો સાથે મુંબઇ આવીને પોતાના પુત્રોને મોતી પરોવી આપવાના ધંધામા જોડયા. એક સંપ, કાર્યકુશળતા અને ચપળતાને લીધે મુંબઇના ઝવેરીવર્ગમા આ ચારે બંધુઓ એટલા તો પ્રિય થઈ પડયા કે જેથી તેમને પુષ્કળ કામ મળવા લાગ્યુ અને "ભાઇરામ" એ ઉપનામથી તેઓને સર્વ બોલાવવા લાગ્યા શ્રીરામ લક્ષ્મણાદિ ચાર બંધુઓની જોડી ઉપરથી આ બંધુચતુષ્ટયને તેમની યોગ્યતાને લઇને આ નામ મળ્યુ હોવુ જોઇયે હજી પણ એમનુ કુટુંબ 'ભાઇરામ'ના નામથી મુંબઈના ઝવેરીઓમાં ઓળખાય છે.

એ પછી આ ભાઇયોએ સ્વતંત્ર પેઢી સ્થાપી મોતીનો વ્યાપાર કરવા માંડયો અને તે પછી જમીન લેવા વેચવાનો ધંધો પણ ચાલુ કર્યો. આ ઉભય ધંધામા કુશળતા અને પ્રામાણિકતાના ગુણોને લીધે વિજયી થઇ તેઓ પૈસે ટકે સુખી થયા.

માણેકચંદજીને આઠ વર્ષની વયથીજ મંદિરમાં પૂજા પ્રક્ષાલન કરવાની ટેવ પડી હતી, અને ૧૫ વર્ષની વયથી તેમણે નિત્ય સ્વાધ્યાય કરવાનો નિયમ રાખ્યો હતો. ધીમે ધીમે તેમની ધર્મરૂચિ

વધતાં વ્યાખ્યાન સાભળવાને પણ તેઓ જવા લાગ્યા. જેના યોગે એમના અ તરમા ધાર્મિકસેવા, ધર્મોન્નતિ અને જાતિ ઉન્નતિના અ કુરો ફૂટવા લાગ્યા. આ અ કુરો ધીમે ધીમે એટલા તો પ્રબળ થયા કે જેને પરિણામે તેઓ આજે એક ઉત્તમ પરોપકારી નર તરીકે પ્રસિદ્ધીને પામ્યા છે.

વખતોવખત તિર્થયાત્રાઓ કરવાને લીધે દિગબરજૈનોની અને જૈનતીર્થોની કનિષ્ટ દશા એમના જોવામા આવી. જેની સુધારણા પાછળ આ ધાર્મિક નરે પોતાના તન, મન અને ધનનો જેવો ભોગ આપ્યો છે તેવો ભોગ આજ ૧૦૦--૨૦૦ વર્ષ સુધીમા કોઇકજ જૈન શ્રીમાને આપ્યો હશે।

મુબઈમા સી. પી. ટૅન્ક પાસે આવેલી સમગ્ર હિ દુજાતિના ઉપયોગ માટેની 'હીરાબાગ' નામે વિશાળ અને સગવડભરી ધર્મશાળા રૂ. સવાલાખને ખર્ચે તેમણેજ બ ધાવેલી છે.

મુબઈ, કોલ્હાપુર, અમદાવાદ, જબલપુર, આગ્રા, રતલામ, હુબલી, સાંગલી, લાહોર, બેલગામ, અલ્હાબાદ, મ્હૈસુર, બૅગ્લોર, વર્ધા, મેરઠ, ઇદોર, સોલાપુર, વડવાણી, આકોલા ઈત્યાદિ સ્થળોએ જૈન વિદ્યાર્થીવર્ગ માટે બોર્ડીગો સ્થાપવામા તેમજ સ્થાપવાના કાર્યમા સહાયતા કરવામા પોતાના સમય અને મહેનતનો પુષ્કળ ભોગ આપવા સાથે ગીરોના લાખો રૂપિયા તેમણે ખર્ચ્યા છે સ્વજાતિ માટે નવિન ધર્મશાળાઓ, જીર્ણ ધર્મશાળા અને મ દિરોના ઉદ્ધાર, સ્કૉલરશીપો, જૈન શ્રાવિકાશાળાની યોજના, ગ્ર થોદ્ધાર, ગ્ર થદાન, જૈન ડિરેકટરી, અમદાવાદમા બોર્ડિગ ઉપરાત દેશી ઔષધાલયની સ્થાપના ઈ૦ ઈ૦ અનેક કાર્યો પાછળની તેમની ઉદારતાની એકત્ર રકમ આઠથી દશ લાખની થવા જાય છે. સમેતશીખરના દેશપ્રસિદ્ધ વાધા માટેના ફંડમાં રૂ. ૧૦૦૦૦) ની રકમ પોતે ભરવા ઉપરાંત ત્રણ ચાર લાખનું

ફંડ પણ પુષ્કળ શ્રમ લઇને તેમણેજ ભેગું કર્યું હતું. સતાનમાં તેઓ બે પુત્રીઓ અને એક ૭ વર્ષનો પુત્ર મૂકી ગયા છે.

મરતાંની ઘડીસુધી ધધા નોકરીની હાયવોય કરતા રહી તેમાને તેમાંજ છેલ્લો શ્વાસ મૂકીને આલોક પરલોકમા દુઃખજ ભોગવવાને સૃજાયલા લોભી મૂર્ખાઓએ ધડો લેવા જેવુ તેમની જીદગીનુ એક તત્ત્વ એ છે કે, પોતાની ૫૦) વર્ષની વય થવા પૂર્વેજ તેઓ ધધા-રોજગારમાથી ફારેગ થઇ પરોપકારના કાર્યો પાછળજ પોતાનો સમય ગાળીને સ્વજીવનનુ સાર્થક કરી ગયા છે.

બીજુ તત્ત્વ એ છે કે સંતાનો ગળુ પકડીને બોલવા ન દે અથવા બોલી શકાય તો મન્દવાડની લવરીમા ગણાઈ જાય એ દશાએ પહોંચતાસુધી કેટલાક બિચારાઓ પોતાની પરોપકારની ભાવનાઓને પ્રકટરૂપ આપતા અચકાય છે, અને આખરે તે પાર પાડવામા નિષ્ફળ જાય છે, તેમ ન થવા દેતા ઉપલી સર્વ ઉદારતાઓ ઉપરાત વાર્ષિક રૂ. ૧૩૦૦૦) ની આવકની એક અઢી લાખની મિલ્કતનુ ટ્રસ્ટ બે વર્ષ અગાઉ તેઓ કરી ચૂક્યા હતા. જેની આવકમાથી જૈન પરિક્ષા-લય તથા પાઠશાળાના નિભાવની, પોતાના પિતાના નામથી સ્થાપેલાં તમામ ધર્મખાતાઓની દેખરેખની તથા તીર્થરક્ષા, ધર્મોપદેશ, સ્કૉલર-શીપ ઇત્યાદિ બાબતોની યોજના તેઓ કરી ગયા છે.

તેમના જીવનનુ ત્રીજુ તત્ત્વ એ છે કે, ધન એ સદા કોઈની પાસે સ્થિર રહ્યુ નથી અને થોડા ઘણા વર્ષ કે એકાદ પેઢી વહેલે મોડે તેનો નાશ અવસ્ય સૃજાયલોજ હોવાથી દાનદ્વારા તેનો જેટલો સદુપયોગ થયો તેટલોજ પુણ્યના રૂપમા જીવની સાથે રહેનાર છે, એ વાત તેઓ સમજતા હતા. મરતાની ઘડીસુધી ધન પ્રાપ્તિની હાયવોય આડે આ લોકમાયે કશુ સુખ ન મળે, અને કશો પરાપકાર ન થવાથી ખાલી હાથે જવુ પડી પરલોકમા પણ પૂરી દુર્દશા ભોગવવી

પડે, એવુ જીવન ગાળનાર કાઠીઆડમરાઓએ આ વાત બહુજ ધ્યાનપર લેવા જેવી છે સ્વાર્થ સ્વાર્થ કર્યા કરી પોતાના આલોક તેમ પરલોકના સુખરૂપી ખરા સ્વાર્થપર કુહાડા મારી રહેલા મનુષ્યોએ શેઠ માણેકચ દજીના આ જીવનતત્ત્વને પોતાનુ બનાવી ખરો સ્વાર્થ દાનમાજ રહેલો છે એ સમજવુ જોઇયે શેઠ માણેકચ દજી આ લોકના સ્વલ્પ જીવનમાથી પરલોકના દીર્ઘજીવનના સુખની તૈયારી પાછળ પોતાના ધનનો અર્ધ ઉપરાત વ્યય પરહિતાર્થ કરીને પુણ્યરૂપી અધિક સુખપ્રદ અને અધિક સત્ય ધનને સાથે લઈ ગયા છે

કઇ એક મનુષ્યો એવા હોય છે કે પોતાના ધધા કે કુટુબમા કાઈ આફત આવી પડતા પોતે જે કાઈ ધર્મકાર્ય કરતા હોય, તે ત્યજી દઈને એમ સમજી લે છે કે ધર્માચરણથીજ એવી આફતો આવે છે શૂળીના ઘા સોયે સરી જતા હોય તેનુ રહસ્ય ટુકી સમજણને લીધે તેઓ સમજી શકતા નથી. શેઠ માણેકચ દજીના જીવનનુ ચોથુ તત્ત્વ એ છે કે તેઓને અનેક કૌટુબીક દુ ખો વારવાર સહેવા પડયા છતાં ધર્મકાર્યોમા ઉલટા તેઓ અધિક ને અધિકજ વધ્યા જતા હતા

તેમના જીવનનુ પાચમુ તત્ત્વ એ છે કે ઉદારાત્મા ધનવાનના સતાન ઘણે ઠકાણે વિલક્ષણ સ્વભાવના જોવામા આવે છે, ત્યારે શેઠ માણેકચ દજીએ પોતાના વિધવા પુત્રી ગ૦ સ્વ૦ મગન બ્હેનનુ જીવન પણ પરોપકાર પરાયણજ બનાવી મૂક્યુ છે એ બ્હેનને હસ્તે સ્વજ્ઞાતિની સહાયપાત્ર વિધવાઓ વગેરેના હિતાર્થ એક ‘ **શ્રાવિકાશ્રમ** ’ ની યોજના કરાવીને એક સારી જેવી મિલ્કત તેમને સોંપેલી છે. આ ‘ શ્રાવિકાશ્રમ ’ નો ઉદ્દેશ એ છે કે જૈન વિધવાઓનુ જીવન સુખદાયી બનાવવુ, સધવાઓ તથા કન્યાઓને ગૃહિણીનુ યોગ્ય કર્ત્તવ્ય શીખવવુ અને જૈન જ્ઞાતિમા શિક્ષિકા અને ઉપદેશિકાની ન્યૂનતા છે તેની પૂરતી કરવી. એ આશ્રમમા જૈનધર્મશાસ્ત્ર, ગણિત, વાચન,

સીવણ, ભરત, ભૂગોળ, પાકશાસ્ત્ર ઈ૦નુ શિક્ષણ અપાવા ઉપરાંત સહાયપાત્રો માટે જમવા તથા રહેવાની સગવડ પણ છે એ આશ્રમનો માસિક ખર્ચ રૂ ૨૫૦) શુમારે છે આ સસ્થા તરફનુ એક છાપેલુ વિનતિપત્ર જોતા જણાય છે કે "સ્વ૦ શેઠજીની હયાતિમા તેમની પૂર્ણકૃપાથી આશ્રમને ખર્ચનો ભાર જરાપણ માલૂમ પડતો ન્હોતો, પરતુ હવે આ આશ્રમ ભારે ચિતામા છે" શક્તિવાન જૈન ઉદારાત્માઓની ફરજ છે કે આશ્રમને આ ચિતામાથી મુક્ત કરી અધિક ઉન્નત બનાવવાના કાર્યમા તેના સુયોગ્ય ચાલક મગન બ્હેનને ઉદાર સહાય આપવી. જો તેમનો દેહ વધુ ટક્યો હોત તો પોતાના બાળપુત્રને પણ તેઓ પોતાના સદ્‌ગુણોનો રગ સ્વહસ્તેજ ચડાવી શક્યા હોત આશા છે કે તેમના કુટુબીજનો તેને શુભ સસ્કારોનો, સારા સગનો અને ઉત્તમ કેળવણીનો યોગ કરાવી પોતાના પરોપકારી પિતાના નામને શોભાવે તેવો બનાવવામા કસર રાખશે નહિ

આ પ્રમાણે અનેકવિધ સત્કાર્યો કરવા પાછળ પોતાના ધનના અર્ધ ઉપરાત ભાગનો વ્યય તેઓએ કર્યો હતો જો તેઓનુ આયુષ્ય અધિક લબાયુ હોત તો વિલાયત જઈ ત્યા પણ જૈનબૉર્ડીગ સ્થાપવાની અને મુબઇમા માસાહારીવર્ગ માટે વેજીટેબલ હોટેલો સ્થાપવાની એમની ઉમેદ હતી.

જેમ તેમનુ જીવન અનેકો માટે બોધપ્રદ હતું, તેમ તેમનુ અવસાન પણ બોધપ્રદ ગણવા યોગ્ય છે કાઇ પણ વ્યાધિ કે મદવાડ ન ભોગવવો પડતા માત્ર થોડાજ સમયમા તેમનુ શરીર છૂટયુ હતું.

પોતાના પરિચયમા આવનારને તેઓ એજ સલાહ આપતા કે જાહેર કામોમા ભાગ લ્યો. પરોપકાર થવા ઉપરાત તેથી પ્રતિષ્ઠા પણ મળે છે અને અનેક સારા મનુષ્યો સાથે ઓળખાણ પીછાણ વધી આડકતરી રીતે પોતાના ધધામા પણ લાભ થાય છે. વળી તેઓ

કહેતા કે બીજાના અવગુણ કદિ પ્રકટ કરવા નહીં પણ ગુણુજ પ્રકટ કરવાથી બહુ લાભ થાય છે.

પોતાનાં પરોપકારી કાર્યો તથા તે સબધી ધનની વ્યવસ્થા માટે ટ્રસ્ટીઓ તરીકે તેઓ પોતાના કુટુબી તેમજ સ્નેહી વર્ગમાથી કેટલાક સુયોગ્ય પુરૂષોની નીમણુક કરી ગયા છે જેઓમા મુખ્ય તેમના કનિષ્ટ બધુ શેઠ નવલચદજી છે. તેમના કુટુબમા વડીલ તરીકે પણ હવે તેઓજ છે, જેથી કુટુબની સભાળ ઉપરાત સ્વ૦ નાં આરભેલા કાર્યોની સભાળ લેવાની ફરજ પણ તેમના ઉપરજ આવી છે

ટ્રસ્ટીઓની દેખરેખ અને કાળજીના અભાવે કાર્યનો હેતુ જોઇયે તેવો સફળ ન થવાના અને કદાચ નિષ્ફળ પણ જવાના દાખલાઓ અનેક સ્થળે જણાય છે તે જોતા, સ્થાપના કરનાર કરતા પાછળથી તે કાર્યોપર પૂરતી દેખરેખ અને કાળજી રાખી તેને ખીલવવાનુ કાર્ય પણ ઓછા શ્રમનુ અને પુણ્યનુ નથી આશા રહે છે કે શેઠ નવલચદજી તેમજ તેમના અન્ય કુટુબીઓ અને ટ્રસ્ટી મહાશયો સ્વ૦ના કાર્યોને ખીલવવામા યોગ્ય ઉત્સાહ અને શ્રમ દર્શાવી સ્વર્ગસ્થની પેઠે ઉત્તમ યશના ભાગી થશે.

શેઠ માણેકચદજીની ઉદારતા અને પ્રામાણિકતાની કદર કરીને જૈન કોમે તેમને **" દાનવીર જૈન કુળ ભૂષણ "** ની અને ના૦ સરકારે **જે. પી.** ની પદવી આપી હતી. તેઓ ભારત દિગબર જૈન મહાસભાના તેમજ જૈન પ્રાતિક કૉન્ફરન્સના પ્રમુખ હોવા ઉપરાત અનેક સસ્થા અને કમીટીઓના પ્રમુખ, મત્રી, મેમ્બર અને ટ્રસ્ટી હતા. સ્વભાવે તેઓ શાન્ત, સરળ, પરિણામદર્શી, નીરાભિમાની અને ઐક્યને ચાહનાર હતા.

જૈન સમાજમાં શેઠ માણેકચદજી કેટલા પ્રીતિપાત્ર થઇ પડયા

હતા તે સુચવનારા કેટલાક વચનોના ઉતારા "દિગંબર જૈન" માથી અહિ આપવા ઉપયોગી થઇ પડશે

"શેઠ માણેકચદજીનુ નામ સર્વ સ્થળે ઘરગથુજ હતુ દિગબરીમા એમના કરતા વિદ્યા અને સમૃદ્ધિમા વિશેષ બીજા ઘણાએ પુરૂષો છે, પણ શેઠ માણેકચદજી સ્વભાવ, ઉદારતા અને જાતિભોગાદિને લીધે આખા હિદના દિગબરજૈનોના એક રાજા યાને વૅાઇસિરૅાય જેવા હતા"

"આ મહાન નરના વિયોગથી દિગબરજૈન કોમે એક મહાન સચાલક ગુમાવ્યો છે અને તેની ખોટ કદિ પણ પૂરાઇ શકવાની નથી"

"હજારો માણસ તરફથી ભલી બુરી સુણીને પણ, કામ કર્યાનો કઇપિણ બદલો મેળવવાની આશા વિના નિસ્વાર્થપણે પોતાના કર્ત્તવ્યમા મરતા સુધી દત્તચિત્ત રહેનાર પુરૂષને મહાત્મા નહિ તો બીજુ શુ કહેવાય? ધન્ય છે તેવા પુરૂષને અને ધન્ય છે તેની જનનીને કે જેણે આવા મહાત્માને પોતાની કુખે અવતાર આપ્યો"

"એમના જવાથી, એમના નામથી જાણીતા એવા પ્રત્યેકજનને કાઇને કાઇ ખોયુ છે કુટુબીઓએ અનુકરણીય મહાત્મ્ય દૃષ્ટીમાથી જતુ જોયુ છે, મિત્રોએ હૃદયનો વિશ્રામ ખોયો છે, લોકોએ ચારિત્ર્યનો ઉત્તમ નમુનો ખોયો છે"

પદાર્થ માત્રનુ મૂળ બધારણજ ત્રિગુણાત્મક હોવાથી પૂર્ણ નિર્દોષ તો જગતમા કોઈ અને કશુજ હોઈ શકે નાહ, છતા કોઇ મતભેદ, શુભ કાર્ય–કીર્તિ મેળવનાર પ્રત્યેની અસહનતા કે એવા પોતામાનાજ વિકારોને લીધે શ્રેષ્ઠ પ્રસિદ્ધ પુરૂષોમા દોષારોપ કરનારાઓ તેમજ અલ્પ–સ્વલ્પ દોષને મ્હોટા જોઈ પ્રકટ ઉત્તમ ગુણોને ન્હાના જોવામા

પોતા હૃદયરૂપી દુરબીનનો ઉંધો ઉપયોગ કરનારાઓનો પણ જગતમા ટોટો હોતો નથી એવા મનુષ્યોના કુકથનને અવકાશ આપવા કરતા અમે તેમને ભલામણ કરીશુ કે સ્વ૦ શેઠજીના જગપ્રસિદ્ધ ઔદાર્યનુ દર્શન અને અનુકરણ કરીને તેમણે પણ સ્વપરનુ હિત સાધવુ. આવી કાગદ્રષ્ટીવાળાઓની દયાપાત્ર સ્થિતિ માટે દયાની ભાવના કરી, માણેકચદજીના પરોપકારી કાર્યોથી મુદિત થઇ જણાવીશુ કે તેમનુ સુચરિત્ર વર્તમાન શ્રીમાન અને ઉદારવર્ગ માટે બોધપ્રદ અને અનુકરણીય છે જે દેશના ધનિકોનો મ્હોટો ભાગ ઉદારતાને કરજરૂપે સ્વીકારીને તેને પોતાની સમીપે જ ન આવવા દેતો હોય, અને જો કઇક આવી જાય તો માત્ર બાહ્ય કીર્તિના એકાદ પોલપોલ આડબર કરવામા કે કાતો દરાવલાઓને, એદીઓને કે ધનિક ધર્મગુરૂઓને ધનમિષ્ટાન્નથી અધિક પુષ્ટ કરવામા તેનો ઉપયોગ કરવામા કૃત કૃત્યતા મનાતી હોય, અજ્ઞાન અને તજ્જન્ય અનેકવિધ દુખ-દૈન્યમા પોતાના લક્ષાવધી જ્ઞાતીબધુઓ અને કોટયાવધી દેશબધુઓ રીબાયા કરતા હોવા છતા જે દેશના મ્હોટા ભાગના ધનિકો તેને જોઇ શકવાના ચક્ષુઓ અને સ્હમજી શકવાની સ્હમજશક્તિથી બેનશીબ હોય, એવા દેશમા પોતપોતાની જ્ઞાતિ માટે પણ લાગણી ધરાવીને સહાય પાત્રોને જ્ઞાનદાન આપવામા સ્વધનનો ઉદારતાથી વ્યય કરનારા માણેકચદજી જેવા સહસ્ત્રાવધિ ઉદારાત્માઓની આવશ્યક્તા છે. આ આવશ્યકતા પૂરી પડે અને ધનવાનોમા ઉદારતા સાથે દેશકાળાનુરૂપ દાનમાર્ગોની સ્હમજણ આવે, એ ભાવનાપૂર્વક સ્વ૦ ના આત્માને અધિક શાન્તિ ઇચ્છી આ ઉલ્લેખ સમાપ્ત કરીશુ.



# કાપડ બજારની આગમાં

## કોણની તીજોરીઓ બળી ગઈ ?

લખમીદાસ ખીમજીની કાપડ માર્કીટમા આગ થઈ તે વખતે દુકાનોમા ગોદરેજની સાત તીજોરીઓ હતી, અને એકેએકમા મોતીના દાગીના, ચલણી નોટો, ખતપત્રો વગેરે તદ્દન સલામત રહ્યું હતું.

**આગ થઈ રહેવા પછી બીજું એ જોવામાં આવ્યું કે** જ્યારે ગોદરેજની સઘળી તીજોરીઓ માંહેલો અવેજ સખત તેમજ નરમ આગમા સલામત રહ્યો હતો ત્યારે બીજા દેશી અને વિલાયતી મેકરોની તીજોરીમા જ્યા આગ સખત હતી ત્યા સઘળું બળી ગયું હતું યા બળવાની અણી ઉપર હતું, અને હજારોની ચલણી નોટનો કોલસો થઈ ગયો હતો પણ જ્યા નરમ હતી ત્યાંજ બચી ગયું હતું

**આ વાતની ખાત્રી થવાથી કેટલાકોએ એ આગમાં પોતાની તીજોરી માંહેલી ચીજો બચી જવાની સર્ટીફીકેટો જો કે વિલાયતી અને બીજા ગામઠી મેકરોને આપી છે, તે છતાં તેઓએજ આગ પછી નવી તીજોરીઓ ગોદરેજનીજ ખરીદી છે.**

## ગોદરેજ ઍન્ડ બોઈસ મેન્યુફેકચરીંગ કું.

**કારખાનું:**—ગેસ કંપની પાસે, પરેલ—**મુંબઈ.**

**દુકાન:**—શેખમેમન સ્ટ્રીટ, મુળજી જેઠા મારકીટની સામે—**મુંબઇ.**

**શાખા:**—રીચીરોડ—**અમદાવાદ.**

# દુ:ખનો બોજો ઘટાડવાનું સાધન.

શ્રેષ્ઠ પુરૂષોનાં જીવન અને તેમાં પણ દૈવી અંશથી સ્ફુરાયલ નરોનાં જીવન વાંચવામાં આવતાં આપણા દુ:ખનો બોઠ આપણે ન જાણીયે તેવી રીતે આપણાપરથી ઓછો થયા વિન રહેતો નથી. એવે વખતે આપણે તે દુ:ખમાંથી જાણે ઉચકાઇને ઉચે ચ્હડતા હોઇયે તેમ આપણને લાગે છે.

જીવનચરિત્ર વિષે ચર્ચામાથી

---

# સમૃદ્ધિનો ભંડાર.

" પુસ્તકાલયનો ઉપયોગ એ મ્હોટા શહેરો તથા નગરોમા રહેનારા મનુષ્યો જે મ્હોટા હક્ક ભોગવે છે, તે પૈકીનો એક મુખ્ય હક્ક છે મફત પુસ્તકાલય એ એક જાતનું સાસારિક દેવળ છે; જમાનાઓના મ્હોટામાં મ્હોટા અવાજો સાંભળવાનું મંદિર છે, સર્વ દેશોમાથી ભેગા કરેલા ડહાપણનો ભંડાર છે, અને જે તેનો યથાયોગ્ય ઉપયોગ કરે છે તેને તે વગર ખર્ચે ઉચ્ચકેળવણી પૂરી પાડે છે." જ્યાંસુધી આ સત્ય પીછાનાશે નહિ અને જ્યાસુધી દરેક શહેર તથા દરેક ગામમા મફત પુસ્તકાલયો સ્થપાશે નહિ, ત્યાંસુધી આપણે કાંતો જંગલીજ ગણાવા જોઇએ; અને બહુ તો જંગલીપણામાંથી સહજ જ આગળ વધેલા ગણાવા જોઇએ.

રેવર' ડબલ્યુ જે ડાસન.